महाकवि कालिदास विरचितं

# श्रीरघुवंशम्-प्रथम सर्गः

---

मोक्षमंदीर-अमदावाद.

सं. १९७८ किमत रु. ०-७-० सने १९२२

બીજો સર્ગ તૈયાર થાય છે. કીંમત રૂ. ૦-૫-૬.

વિદ્યાર્થીઓ માટે દરેક સર્ગે બે આના ઓછા.

બે ભાગના એક સાથે પુસ્તકના રૂ. ૦-૧૨-૦.

महाकवि कालिदास विरचितं

# श्री रघुवंशम्.

## प्रथम सर्गः

પદચ્છેદ, શબ્દાર્થ તથા સાદા ગુજરાતી તથા અંગ્રેજી ભાષાંતર સહિત.

સંશોધક તથા ટીકાકાર,

ભટ્ટ રામશંકર મોનજી.

**મોક્ષ મંદીર—અમદાવાદ.**

પ્રકાશક,

રા. રા. ભોગીલાલ બાલાજી બી. એ.

કાલુપુર ગુંદીની પોળ—અમદાવાદ.



પ્રથમ આવૃત્તિ. પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૭ દસેરા.

કીંમત—પોસ્ટેજ સહિત.

રફ કાગળોની દર નકલે રૂ. ૦-૫-૦.

ગ્લેઝ કાગળોની દર નકલે રૂ. ૦-૭-૦.

અમદાવાદ—પીરમસા રોડ ઉપર ધી નિર્મળ પ્રીન્ટિંગ પ્રેસમાં;

લલ્લુભાઈ ઈશ્વરભાઇ ત્રિવેદીએ છાપ્યું.

# મંગળમાં મંગળ.

કોઈ પણ નવું કાર્ય કરતાં જીવને આંચકો તો થાય, તેમ આ પ્રજા સમક્ષ મૂકતાં મને પણ જરા ક્ષોભ થયો:–ક્ષોભ થતાં રામ વનવાસનું સ્મરણ થયું.

सान्द्रानन्दपयोदसौ भगतनु, पीताम्बरं सुन्दरम् ।
पाणौ बाणशरासनं, कटिलसत्तूणीरभारं वरम् ॥
राजीवायतलोचनं धृतजटा, जुटेन संशोभितम् ।
सितालक्ष्मण संयुतं पथिगतं, रामाभिरामं भजे ॥

અર્થ—ઘાટા તથા મનને આનંદ આપે એવા મેઘના જેવા શ્યામ શરીરવાળા, પીળાં વસ્ત્રોને ધારણ કરનારા, સુંદર, હાથમાં ધનુષ્ય બાણ રહી ગયાં છે એવા, કેડપર ઝુલતા સુંદર ભાથાના ભાર વાળા, ઉત્તમ કમળની પાંખડીઓ જેવા સુંદર નેત્રોવાળા, માથા ઉપર ધારણ કરેલા જટાજુટથી શોભતા તથા સિતા તથા લક્ષ્મણની સાથે વનના માર્ગોમાં ચાલ્યા જતા એવા પ્રિય રામચંદ્રજીને ( આ મંગળ પ્રસંગમાં ) સ્મરૂં છું.

प्रसन्नतां या नगताभिषेकतस्तथा न मम्लौ वनवासदुःखतः ।
मुखांबुजश्रीरघुनंदनस्य मे, सदास्तु सा मंजुलमंगलप्रदा ॥

( રાજ્યાભિષેક કરવાને દિવસે સતારમાં રામચંદ્ર કૈકેયીના ભુવનમાં હમેશના નિયમ પ્રમાણે રાજા દશરથને પગે લાગવા પધાર્યા અને તે વખતે ત્યાં વનવાસના સમાચાર મળ્યા, છતાં રામના મુખની શોભા કેવી હતી તે વિષે આ શ્લોકમાં ખુલસો છે. )

અર્થ—રામચંદ્રના મુખની શોભા કે જે અભિષેક એટલે ગાદી પર બેસવાના સમાચારથી પ્રફુલ્લ થઈ નહોતી તેમ વનવાસના સમાચારથી ખિન્ન થઇ નહોતી તે શોભા સર્વદા મને ( રામની ભક્તિમાં ) ઉત્તમ મંગળ આપો.

# નિવેદન.

ઇ. સ. ૧૯૦૦ માં શામળદાસ કોલેજ છોડયા પછી મારો જીવન પ્રવાહ પોસ્ટખાતામાં વહેવા લાગ્યો. નવરાશ ઘણીજ થોડી મળતી હતી તો પણ વાંચનનો શોખ હોવાને લીધે કોઈ કોઈ ગ્રન્થો વંચાતા હતા. સંસ્કૃત તો અભ્યાસ ચાલુ નહીં રહેવાથી કટાઇ જવા લાગ્યું. હાલ ધાર્મીક જીવન ગાળવાની પ્રવૃત્તિ સાથે સંસ્કૃતને તાજું કરવાની જરૂર જણાઈ. સદ્ભાગ્યે સીહોરના ( હાલમાં નાનું જીંજાવદરના ) પંડીતજી લલ્લુભાઈ લક્ષ્મીશંકર મળ્યા. દર માસે તેમને અમુક રકમ આપવાની નક્કી કરી તેમની સાથે હમેશાં એક કલાક સંસ્કૃત વાંચવાની ગોઠવણ કરી. મને તુલસીકૃત રામાયણનો શોખ છે તો તે શોખની પાછળ રઘુવંશનો ગ્રન્થ પણ મારા હાથમાં આવ્યો. આ ગ્રન્થ પ્રથમ ઘણીવાર મારા હાથમાં આવ્યો હતો પણ અત્યારે તેમાં મને જે પ્રેમ પ્રગટયો છે તેવો પ્રેમ પૂર્વે નહોતો. મલ્લીનાથની ટીકા અઘરી છે. જે વખતે થઈ હશે તે જમાનામાં સંસ્કૃત વ્યાકરણનો વિષય વિદ્યાર્થીઓ બહુ સારી રીતે સમજી શકતા હશે. કારણકે તેઓના મગજ ચીંતા તથા વિષયથી ઘણે અંશે અલગ હતા. મને પણ આ ટીકા અઘરી લાગી. અઘરાને જેમ બને તેમ સાદુંરૂપ આપવું મને ગમે છે. મારી ભણવાની ઢબ એવી છે કે જ્યારે જ્યારે હું કાંઈ ભણું અગર સાંભળું ત્યારે ત્વરાથી ટુંકામાં ટુંકી નોંધ કરી લઉં અને પછી મને અવકાશ મળે તેમ તે ટુંકી નોંધ ઉપરથી ખુલાસાવાર લાંબી નોંધ કરૂં છું કે જેથી જ્યારે જોઇએ ત્યારે તે વાંચી–સમજી શકાય. રઘુવંશ ઉપર આ પ્રમાણે તૈયાર કરેલી ખુલાસાવાર નોંધ મોક્ષમંદીરના મુમુક્ષુઓને તેમ વિદ્યાર્થીઓને ઉપયોગી થાય તેમ ધારી આ પ્રયત્ન મેં મારા મન ઉપર લીધો છે. ઇંગ્રેજી ભણનારની વધારે અનુકુળતામાટે દરેક શ્લોકની નીચે સાદું ઈંગ્રેજી ભાષાંતર પણ કર્યું છે. આ પ્રયત્ન વિદ્વત્તા બતાવવા માટે નથી. જનસમાજની કાંઇક શેવા થાય એવી ઇચ્છાથી આપની શેવામાં આ ગ્રન્થ મુકું છું.

પંડીતજી તથા પ્રકાશકે મારી લખેલી નોંધ તપાસવામાટે જે તસ્દી લીધી છે તે ખાતે તેમનો ઉપકાર માનવામાં આવે છે. કાંઈ ભૂલચૂક હોય તો સુધારીને વાંચશોજી. કાંઈ મને લખવાજેવું હોય તો લખશો, જેથી બીજી આવૃત્તિમાં યોગ્ય સુધારો થઈ શકે.

વાંચવું સુગમ પડે તેટલામાટે ખાસ કરીને મોટા ટાઇપથી આ ગ્રન્થ છપાવ્યો છે.

મોક્ષમંદીર–અમદાવાદ.
સંવત ૧૯૭૭ દસેરા. } રામશંકર મોનજી ભટ્ટ.

# Note.

It affords me great pleasure in placing before the public this small work prepared by Mr. Ramshanker Monjee Bhatt on the first Sarga of Kalidas's Raghuvansha. Of course it being his first attempt towards writing upon such books, this work may, in the eyes of its enlightened readers, appear insufficient or perhaps superfluous; but as for as I am convinced from my experience as a student it should prove useful to those trying to stndy Raghuvansha.

The Sanskrit Commentory on the original early prepared by Mallinath may have been found useful to its readers in those learned days of Sanskrit ascendency; but at present it is rather difficult to be easily understood by an ordinary student wishing to follow it.

Consequently, the analysis with its vernacular explanations, prepared by Mr. Ramshanker after the studions application over it, is I think, bound to become serviceable to the anxious readers of this work of Kalidasa.

The writer, though not a pronounced or an authorized leader of any particular sect or religion, well performs his duties as a religious and moral teacher in moulding the daily lives of people coming to him by religiously and morally explaining them their duties in this world. It is therefore a matter of credit to him that besides giving easy religious explanations to his hearers he also creates in them a foudness for easy religious Sanskrit literature.

With a view in mind that it may render some help to students I place before the public this booklet on the first Sarga of Kalidase's Raghuvansha, which if well responded by its readers, I am sure, a further attempt may be made towards it by the writer.

1921 **Publisher.**

श्रीसद्गुरवे नमः

# रघुवंशम् ।

## प्रथम सर्गः ।

वागर्थाविव संपृक्तौ, वागर्थप्रतिपत्तये ।
जगतः पितरौ वन्दे, पार्वतीपरमेश्वरौ ॥ १ ॥

પદચ્છેદઃ—वाग्=વાણી अर्थः=અર્થ वाग् च अर्थश्च–वागर्थौ+इव–वागर्थाविव–शब्दार्थाविव. वागर्थाविव संपृक्तौ=વાણી અગર શબ્દ અને તેનો અર્થ જેમ શેગ ભેળા થઈને રહે છે તેમ वागर्थयोः प्रतिपत्तये=વાણી અને તેના અર્થોમાં સમાએલી સિદ્ધિને માટે. प्रति+पत्तिः ( તેમાં पद् ધાતુ અને ति પ્રત્યય છે. )=સિદ્ધિ. गच्छति इति जगत् (જે જાય છે તે જગત્) तस्य–जगतः–लोकस्य–જગત્ના माता च पिता च–पितरौ=માતાપિતા ( આસમાસમાં माता પદનો લોપ થાય છે. ) वन्दे=નમું છું पर्वतस्य अपत्यं कन्या पार्वती=હીમાલયની કન્યા. परमश्चासौ ईश्वरश्च परमेश्वरः=મહાદેવજી. पार्वती च परमेश्वरश्च पार्वतीपरमेश्वरौ=પાર્વતી તથા સદાશિવ.

અર્થઃ—( આ ગ્રન્થ શરૂ કરતાં ) વાણી અને અર્થની માફક સદા એકત્ર રહેનારા જગતના માતા પિતા–પાર્વતી અને મહાદેવજીને ( આ ગ્રન્થમાંની ) વાણી અને અર્થની સિદ્ધિ માટે પ્રણામ કરૂં છું. એટલે આ ગ્રન્થની ઉત્તમતા માટે તેમની પ્રાર્થના કરૂં છું.

(1) I for the successful accomplishment of language and its meanings, bow down to Mahadeo and Parvati— the Divine Pair— who are parents of the world and the union between whom is as close as it is between a word and its meanings.

क्व सूर्यप्रभवो वंशः, क्व चाल्पविषया मतिः ।
तितीर्षुर्दुस्तरं मोहा, दुडुपेनाऽस्मि सागरम् ॥ २ ॥

પદચ્છેદ:—क=ક્યાં प्रभवति अस्मात् इति प्रभव=कारणम्=મૂળ, ઉત્પત્તિ સ્થાન. सूर्यः प्रभवः यस्य सः—सूर्यप्रभवः=સૂર્યમાંથી જેની ઉત્પત્તિ થઇ છે તે ( वंशः ) वंशः=વંશ क=ક્યાં च=અને अल्पः विषयः यस्याः सा—अल्प विषया, अल्प विषया मतिः=જેમાં થોડો વિષય એટલે થોડું જ્ઞાન અગર થોડા અનુભવ છે એવી ( મારી ) મતિ અગર સમજણ. तरितुम् इच्छुः—तितीर्षुः=તરવાને ઇચ્છા રાખનાર ( એવો હું ) दुःखेन तारितुम् शक्यः दुस्तरः—तम्—दुस्तरं=ન તરિ શકાય તેવા ( सागरं ) ને. मोहात्=મોહથી, અજ્ઞાનથી. उडुनः पाति इति उडुपम्—तेन—उडुपेन=નાની હોડી અગર તાપાથી उडुनः=પાણી અગર જળ, पाति=ઉપર થઇને જાય છે. अस्मि=છું. सागरं=સાગર.

અર્થ:—અહો—સૂર્ય જેમની ઉત્પત્તિ સ્થાન છે તે વંશ ક્યાં ! અને થોડા જ્ઞાન અગર થોડા અનુભવવાળી મારી બુદ્ધિ ક્યાં ! ન તરી શકાય તેવા સમુદ્ર સરખા રઘુવંશને મારી અલ્પબુદ્ધિરૂપી નાનકડી હોડીથી તરી જવા મને મોહ થયો છે—વાસ્તવિક રીતે—રઘુવંશ સબંધી કાંઇક લખવા મારી યોગ્યતા નથી તોપણ મોહદ્વારા તે લખવા માટે મને ઇચ્છા થઇ છે.

(2) How great is the dynasty, the princes of which trace their origin to the Sun, and how little is my intolleet, with its limited knowledge and experience. Oh. I desirous of crossing the difficult ocean but try to go over it by means of a little boat or a raft only through ignorance.

मन्दः कवियशःप्रार्थी, गमिष्याम्युपहास्यतां ।
प्रांशुलभ्ये फले लोभादुद्बाहुरिव वामनः ॥ ३ ॥

પદચ્છેદ:—मन्दः=થોડી બુદ્ધિ વાળો. कवेः यशः कवियशः—कवियशसः प्रार्थी=कवियशःप्रार्थी=કવિ લોકોને જે કીર્તિ મળે છે તે મેળવવા માટે આતુર એવો હું. गमिष्यामि=જઇશ, પામીશ. उपहास्यस्य भावः—उपहास्यता—तां—उपहास्यतां=મશ્કરીને એટલે મારી મશ્કરી થશે. प्रांशुना लभ्यं—प्रांशुलभ्यं—तस्मिन्—प्रांशुलभ्ये=( प्रांशुः વિશેષણ છે તેનો અર્થ—ઉંચો—લાંબો ) ઉંચો માણસ લઇ શકે તેવા फले=ફળમાં लोभात्=લોભથી

ऊर्ध्वः बाहुः यस्य सः=જેણે હાથ ઉંચો કર્યો છે તેવા इव=જેમ वामनः ઠીંગણા, નીચા.

અર્થઃ—હું કે જે મંદ બુદ્ધિ વાળો છું છતાં, કવિ લોકોને જે યશ મળે છે તે મેળવવાને આતુર બન્યો છું એટલે આ ગ્રન્થ લખીને કવિ થવા જાઉં છું તો હું તો ( ખરેખર ) મશ્કરીને પાત્ર થઇશ—લોકો મારૂં અજ્ઞાન ભરેલું લખાણ વાંચીને મારી મશ્કરી કરશે—જેવી રીતે એક ઉંચો માણસ લઇ શકે તેવા ફળને પકડવાને એક ઠીંગણો માણસ પોતાનો હાથ ઉંચો કરે તો તે લઇ શકે નહીં પણ મશ્કરીને પાત્ર થાય તેમ હું આ મહા વિદ્વાનો લખી શકે તેવા ગ્રન્થને લખીને મશ્કરીને પાત્ર થઇશ.

(3) People will laugh at me who though wanting in knowledge and yet try to achieve the fame or reputation of a great poet, just as ( they will laugh ) at a dwarf stretching his little arm to pluck the fruit attainable only by a tall man.

**अथवा कृतवाग्द्वारे, वंशेऽस्मिन्पूर्वसूरिभिः ।**
**मणौ वज्रसमुत्कीर्णे, सूत्रस्येवास्ति मे गतिः ॥ ४ ॥**

પદચ્છેદઃ—अथवा=અથવા, વળી कृतं वागेवद्वारं यस्मिन् सः कृत-वाग्द्वारः तस्मिन्—कृतवाग्द्वारे=વાણીરૂપી બારણું જેમાં મૂકાઇ ચૂક્યું છે, અથવા જે સબંધી આગળ બીજા ગ્રન્થમાં પ્રશંસા થઇ ચૂકી છે તેવા ( વંશમાં ) वंशे=વંશમાં अस्मिन् આમાં पूर्वेचते सूरयश्च—पूर्वसूरयः—तैः—पूर्वसूरिभिः=પૂર્વે થએલા વિદ્વાનોથી मणौ=મણીમાં वज्रेण समुत्कीर्णः—वज्रसमुत्कीर्णः—तस्मिन्—वज्रसमुत्कीर्णे. વજ્રથી વિંધાએલા ( મણીમાં ) सूत्रस्य ( गतिः ) इव=સુત્રના તાંતણાની ગતીની માફક अस्ति=છે. मे=મારી गतिः=ગતિ.

અર્થઃ—વળી ( મારે કાયર થવા જેવું નથી કારણ કે ) પૂર્વના વાલ્મિક આદિ વિદ્વાનોથી આ વંશમાં વાણીરૂપી દ્વાર તો મૂકી દીધેલું છે—એટલે આ વંશ સબંધી પૂર્વના વિદ્વાનો પ્રશંસા કરી ચુક્યા છે. તેથી—વજ્રથી કાણા પાડેલા મણીમાં જેમ સુતરના તાંતણાને ગતિ હોય છે—પેસી શકે છે તેમ હું પણ આગળના વિદ્વાનોના ગ્રન્થોને આધારે આ રઘુવંશ સબંધી કાંઈ લખી શકીશ.

(4) At the same time I can see that as there becomes a passage for a cotton thread in मणि precious stone previously bored by a diamond-pin, I can also make a way to enter this dynasty, in which a door for poetical description has already been opened by preceding learned man like वाल्मीकि etc

**सोऽहमाजन्मशुद्धाना, माफलोदय कर्मणाम् ।**
**आसमुद्रक्षितीशाना, मानाकरथवर्त्मनाम् ॥ ५ ॥**

પદચ્છેદઃ—सः अहम्=તે હું जन्मनः आ इति—आजन्म शुद्धाः—आ जन्मशुद्धाः—तेषाम्—आजन्मशुद्धानाम्=જન્મથીજ પવિત્ર એવા રઘુવંશના રાજાઓના फलस्य उदयः फलोदयः—फलोदयात् आ—आफलोदयं—आफलोदयम् कर्म एषाम् ते आफलोदयकर्माणः—(कर्म શબ્દ અહી સમાસમાં પુલીંગના જેવો વપરાયો છે ) तेषाम्—आफलोदयकर्मणाम्=કોઇ પણ કાર્યના ફળનો ઉદય થાય ત્યાંસુધી કામ કરનારા રઘુવંશ રાજાઓના समुद्रात् आ आसमुद्रम्—क्षित्याः ईशाः क्षितीशाः—आसमुद्रम् क्षितीशाः—आसमुद्रक्षितीशाः—तेषाम्—आसमुद्रक्षितीशानाम् સમુદ્રપર્યંત જેઓના રાજ્યની હદ છે એવા રઘુવંશના રાજાઓના नाकात् आ इति आनाकम् ( रथस्यवर्त्म- रथवर्त्म રથનો માર્ગ ), आनाकम् रथवर्त्म येषाम् ते—आनाकरथवर्त्मानः तेषाम्—आनाकरथ वर्त्मनाम् સ્વર્ગસુધી જેમના રથનો માર્ગ છે એવા રઘુવંશના રાજાઓના.

અર્થ—( નવમા શ્લોકની નીચે છે. )

**यथाविधिहुताग्नीनां, यथाकामार्चितार्थिनाम् ।**
**यथापराधदण्डानाम्, यथाकालप्रबोधिनाम् ॥ ६ ॥**

પદચ્છેદઃ—यथाविधि=બરાબર—નિયમસર વિધિ પ્રમાણે हुतं अग्निषु यैः ते—यथाविधिहुताग्नयः तेषाम् यथाविधिहुताग्नीनाम्=જેઓએ વિધિ પ્રમાણે અગ્નિમાં હોમ કર્યા છે, એવા રઘુવંશના રાજાના यथाकामम्=કામના પ્રમાણે-માગ્યા પ્રમાણે अर्चिताः अर्थिनः यैः ते—यथाकामार्चितार्थिनः—तेषाम्-यथाकामार्चितार्थिनाम्=માગણોને તેમના માગ્યા પ્રમાણે આપીને જેઓએ પુજ્યા છે એવા રઘુવંશના રાજાના यथा अपराधं दण्डः कृतः यैः

ते-यथापराधदण्डाः-तेषाम् यथापराधदण्डानाम्=જેવો અપરાધ તેવોજ જે શિક્ષા-દંડ કરે છે તે રઘુવંશના રાજાના. यथाकालं=વહેલા, નિયમસર प्रबोधः=જાગૃતિ, પથારીમાંથી ઉઠવું તે. प्रबोधिन्=ઉઠનાર-प्रबोधिनः=ઉઠનારા. यथाकालं प्रबोधिनः तेषाम--यथाकाल प्रबोधिनाम्=વહેલા નિયમસર પથારીમાંથી ઉઠનારા રઘુવંશના રાજાઓના.

અર્થઃ—( નવમા શ્લોકની નીચે છે. )

**त्यागाय संभृतार्थानां, सत्याय मितभाषिणाम् ।**
**यशसे विजिगीषूणां, प्रजायै गृहमेधिनाम् ॥ ७ ॥**

પદચ્છેદઃ—त्यागाय=દાન કરવા માટે. संभृतः अर्थः यैः ते—संभृतार्थाः—तेषाम—संभृतार्थानाम् જેઓએ દ્રવ્ય એકઠું કર્યું છે તેઓના, (सम्+भृ+त=संभृत ભુતકૃદંત=એકઠું કરાએલું). सत्याय=સત્યને માટે मितं भाषंते इति मितभाषिणः तेषाम् मितभाषिणाम्=થોડું બોલનાર यशसे=યશ માટે. विजेतुम् इच्छवः—विजिगीषवः—तेषाम्—विजिगीषूणां=વિજયની ઇચ્છા રાખનારા રઘુવંશના રાજાઓનાં. प्रजायै=સંતાનને માટે. गृहैः मेधन्ते इति गृहमेधिनः—तेषाम्—गृहमेधिनाम्=સ્ત્રીઓના સંગમાં રહેનારા રાજાઓના. ( गृह તથા दार આ બેઉ શબ્દનો સ્ત્રી શબ્દના જેવો અર્થ છે તે બેઉ પુલીંગના બહુ વચનના પ્રત્યયો લે છે. )

અર્થ—નવમા શ્લોકની નીચે છે.

**शैशवेऽभ्यस्तविद्यानां, यौवने विषयैषिणाम् ।**
**वार्द्धके मुनिवृत्तीनां, योगेनान्ते तनुत्यजाम् ॥ ८ ॥**

પદચ્છેદઃ—शिशोः भावः शैशवम्—तस्मिन्—शैशवे=બાલ્યાવસ્થામાં अभ्यस्ताः विद्याः यैस्ते—अभ्यस्तविद्याः तेषाम्—अभ्यस्तविद्यानाम् જેઓ વિદ્યા ભણ્યા છે તેવા રઘુવંશના રાજાઓના. युवन् શબ્દ ઉપરથી यौवन શબ્દ છે. यूनः भावः यौवनं—तस्मिन्—यौवने=જુવાનીમાં विषय+एषिन् विषयं इच्छन्ति इति विषयैषिणः तेषाम्—विषयैषिणाम् વિષયને ઇચ્છનારા રાજાઓની वृद्धस्य भावः वार्द्धकं—तस्मिन्—वार्द्धके=ઘડપણમાં मुनीनाम् वृत्तिः

इव वृत्तिः एषाम्–ते–मुनिवृत्तयः–तेषाम–मुनिवृत्तीनां=મુની લોકો જેવી વૃત્તિ પાળે છે તેવી વૃત્તિ પાળનારા રઘુવંશના રાજાઓના योगेन=યોગની ક્રિયાથી अन्ते=અંતકાળે तनुं त्यजन्ति इति तनुत्यजः–तेषाम्–तनुत्यजाम्= શરીરનો ત્યાગ કરનારા રઘુવંશના રાજાઓના.

અર્થ—( નવમા શ્લોકની નીચે છે. )

रघूणामन्वयं वक्ष्ये, तनुवाग्विभवोऽपि सन् ।
तद्गुणैः कर्णमागत्य, चापलाय प्रचोदितः ॥ ९ ॥

પદચ્છેદ:—रघोः अपत्यानि पुमांसः रघवः–तेषाम्–रघूणाम् રઘુવંશના રાજાઓના. अन्वयं વંશ સબંધી वक्ष्ये=કહીશ. तनुः वाचाम् विभवः यस्य सः तनुवाग्विभवः જેને વાણીનું જ્ઞાન ઓછું છે એવો ( હું ) अपि= પણ सन्=છતાં. तेषाम्=( તેઓના એટલે रघूणाम्=રઘુવંશના રાજાઓના ) गुणाः--तद्गुणाः तैः--तद्गुणैः=તેઓના ગુણોથી कर्णम् आगत्य=કાનમાં આવીને चपलस्य भावः चापलं, तस्मै चापलाय=ચપળતા માટે, સાહસ માટે. प्र+चुद् ( દશમોગણ આત્મ. )+इ+त=प्रचोदितः=પ્રેરાએલો, હંકાએલો, ઉશ્કેરાએલો.

અર્થ—(આ પાંચથી ૯ સુધી શ્લોકોનો એક સાથે અર્થ થઈ શકે તેવો છે કારણ કે ૫ થી ૮ શ્લોકોમાં રઘુવંશના રાજાઓના વિશેષણો છે. પાંચમા શ્લોકમાં સો अहम्ને ૯ મા શ્લોકમાં સબંધ છે.) રઘુવંશના રાજાઓ કે જેઓ જન્મથીજ પવિત્ર જીવન ગાળનાર છે, જેઓ કોઈ પણ કાર્ય કરે તો તેના ફળના ઉદય સૂધી કામ કરનારા છે. એટલે મુશ્કેલી જોઇને ગભરાઈ જાય અગર કરવાનું કાર્ય તજી દે તેવા નથી, જેઓના રાજ્યની હદ સમુદ્રપર્યંત છે–પૃથ્વીપતિ રાજાઓ છે, જેઓના રથનો માર્ગ સ્વર્ગ સુધી છે, જેઓએ યથાવિધિ અગ્નિમાં હોમ કરેલા છે, જેઓએ માગણોને તેઓની કામનાથી પૂજેલા છે એટલે મોં માગ્યાં દાન આપ્યાં છે એવા, જેઓએ જેવો અપરાધ તેવી શિક્ષા કરી છે તે, જેઓને પ્રાતઃકાળમાં વહેલા નિયમસર ઉઠવાની આદત છે તેવા, જેઓએ દાનને માટે દ્રવ્ય એકઠું કરી રાખ્યું છે તે, રખે વધારે બોલવાથી જુઠું બોલી જવાય એવા ભયથી–સત્ય સાચવવા માટે જેઓ થોડું બોલે છે તે, જેઓ યશને માટે વિજયની ઇચ્છા રાખે છે તે, અને

જેઓ સંતાનને માટે ( માત્ર વિષયને માટે નહી એટલે સ્રીના રજસ્વળા થયા પછી અમુક મુદતમાંજ સંગ કરવો તે. ) સ્રીઓનો સંગ કરનારા છે તે, જેઓએ બાલ્યાવસ્થામાં વિદ્યાભ્યાસ કર્યો છે, જેઓએ જુવાનીમાં વિષયની ઇચ્છા રાખી છે, જેઓએ વૃદ્ધાવસ્થામાં ઋષિ મુનીઓના જેવી વૃત્તિ પાળી છે, તથા જેઓએ અંતકાળ વખતે યોગની ક્રિયાંથી શરીરનો ત્યાગ કર્યો છે એટલે હાય હાય કરતા મરણ પામ્યા નથી તે રઘુરાજાના વંશજોનો વંશ-વંશાવળી ( વંશની કીર્તિ ). ઉપર કહેલા તેઓના સદ્ગુણો વડે-સદ્ગુણો દ્વારા-મારા કાનમાં ( સાંભળવામાં ) આવતાં હું કે જે વાણીના થોડા જ્ઞાન વાળો છું છતાં આ ( ગ્રન્થ રચવાના ) સાહસ માટે પ્રેરાએલો, તેઓના વંશ સબંધી કહીશ એટલે વર્ણન કરીશ.

(5–9) The glory of the line of Raghus having come to my ears through the virtues of those kings, I, who am though wanting in poetical powers and who have been tempted for this difficult work, will yet describe that line— a line of monarchs who had been hereditorily pure, whose undertakings were never given up till they were crowned with success, who held sway over the whole earth bounded by sea, the way of whose chariots was ( from earth ) to swarga, who were punctual in performance of **होम** in fire, who nobly granted the demands of beggars, whose punishment was quite proportionate to the crimes, who used to get up early from their beds, who collected the revenue only for the acts of charity, who regulated their speech only through love of truth, who were fond of victory only for glory, who took wives to themselves only for progeny, who devoted their childhood to education, their youth to enjoyments, old age to an asectic life, & finally who died in rapt communion.

**तं सन्तः श्रोतुमर्हन्ति, सदसद्व्यक्तिहेतवः ।**
**हेम्नः संलक्ष्यते ह्यग्नौ, विशुद्धिः श्यामिकापि वा ॥ १० ॥**

પદચ્છેદ:—तं=તે રઘુવંશના ગ્રન્થને सन्तः=સન્ત પુરૂષો, ડાહ્યા પુરૂષો, વિદ્વાનો ( મુળ શબ્દ सत् પુર્લીંગ તેના પ્રથમાનું એકવચન सन्. દ્વીવચન सन्तौ, બહુવચન सन्तः ) श्रोतुम्=સાંભળવાને अर्हन्ति=યોગ્ય

છે, ઘટે છે. सञ्च असञ्च सदसतौ–सदसदोः व्यक्तिः–सदसद्व्यक्तिः तस्याः हेतवः–सदसद्व्यक्तिहेतवः=ગુણુ દોષના રૂપનો નિશ્ચય કરનારા सदसद्= ગુણુ દોષ અગર સત્ય અને અસત્ય व्यक्तिः=પદાર્થ, રૂપ हेतवः=હેતુઓ, કારણુ અગર નિશ્ચય ) આ આખો સમાસ सन्त શબ્દનું વિશેશણુ છે. हेम्न=સોનાની ( તેના રૂપ नामन् શબ્દ જેવા થાય છે ) આં हेम्नः શબ્દને विशुद्धिः અને श्यामिका સાથે સબંધ છે. सम्+लक्ष्+य+ते–કર્મણી પ્રયોગ–संलक्ष्यते=જણાય છે. हि=ચોકસ अग्नौ અગ્નિમાં विशुद्धिः= પવિત્રતા, ચોખ્ખાઇ, સાચવટ. श्यामिका=ભેગ, ખોટાઇ. अपि=પણ वा=અથવા.

અર્થ—જેમ સોનાનું સાચાપણું અગર ભેગ અગ્નિમાંજ જણાય છે. ( સોનાને ગાળવાથીજ ખબર પડે છે કે આ સોનું ચોખ્ખું છે અગર ભેગવાળું છે ) તેમ–જે સંત પુરૂષો ગુણદોષના રૂપનો નિશ્ચય કરનારા છે તે સંતો અગર વિદ્વાનો આ રઘુવંશના ગ્રન્થને સાંભળવાને યોગ્ય છે. એટલે સંત પુરૂષો આ રઘુવંશમાં લખેલી મારી વાણી અગર જણાવેલા મારા વિચારોની કીંમત કરશે–હવે ગ્રન્થની શરૂઆત થાય છે.

(10) Wise men alone, who can discriminate good and bad, deserve to hear that description of Raghnvansha, for fire alone can test the purity or the impurity of gold.

**वैवस्वतो मनुर्नाम, माननीयो मनीषिणाम् ।**
**आसीन्महीक्षितामाद्यः, प्रणवश्छन्दसामिव ॥ ११ ॥**

પદચ્છેદઃ—विवस्वतः अपत्यम् पुमान्–वैवस्वत=સૂર્યનો પુત્ર मनुः नाम=મનુ નામનો. मानयितुम् योग्यः–माननीयः=માન આપવા લાયક, સજ્જન. मनसः इषिणः–मनीषिणः–तेषाम्–मनीषिणाम्=મનને નિયમમાં રાખનારાંઓમાં એટલે ડાહ્યા પુરૂષોમાં. आसीत्=હતો. महीम् क्षियन्ति इति महीक्षितः–तेषाम्–महीक्षिताम्=પૃથ્વીનું રક્ષણુ કરનારાઓમાં એટલે રાજાઓમાં. आद्यः પ્રથમ પુરૂષ प्रणवः=ૐકાર. छन्दसाम् इव જેમ છંદોમાં આ શ્લોકમાં છઠીના બહુવચનનો અર્થ કરતાં ગુજરાતી સાતમી વિભક્તિનો ' માં ' પ્રત્યય લગાડવો પડે છે.

અર્થ—ડાહ્યા પુરૂષોમાં માન મેળવે તેવો, તથા વેદમાં જેમ ઓંકારનો પ્રણવ મંત્ર મુખ્ય છે તેનો રાજાઓમાં મુખ્ય મનુ નામનો સૂર્યનો પુત્ર હતો.

(11) There had been a king named Manu, the son of Vivaswat (સૂર્ય-Sun). He, being highly esteemed among the wise was first among the kings as the word ' Om " is first among the Vedas.

तदन्वये शुद्धिमति, प्रसूतः शुध्धिमत्तरः ।
दिलीप इति राजेन्दु, रिन्दुः क्षीरनिधाविव ॥ १२ ॥

પદચ્છેદ:—तस्य अन्वयः तदन्वयः—तस्मिन्—तदन्वये=તે વંશમાં. शुद्धिः अस्ति यस्य इति—शुद्धिमान्—तस्मिन्—शुद्धिमति=પવિત્ર (પ્રથમ શબ્દનું વિશેષણ છે). प्रसूतः જન્મેલો. अतिशयेन शुद्धिमान्—शुद्धिमत्तरः=ઘણોજ પવિત્ર दिलीपः इति=દિલીપ નામનો રાજા इन्दुः इव राजेन्दुः=ચંદ્રના જેવો રાજા અથવા રાજાઓમાં ચંદ્ર इन्दुः=ચંદ્ર क्षीरनिधौ+इव=જેમ ક્ષીરસાગરમાં.

અર્થ—જેમ ક્ષીરસાગરમાંથી ચંદ્ર પ્રગટે છે—ઉગે છે, તેમ તે પવિત્ર વંશમાંથી ઘણી પવિત્ર (એટલે ઘણી પવિત્ર કીર્તિવાળો) તથા રાજાઓમાં ચંદ્રના જેવો દિલીપ નામનો રાજા પ્રગટ્યો—જન્મ્યો.

(12) In that holy line of Raghus, was sprung a prince of holier fame named Dilipa, who, being best of princes, resembled the the moon springing from the milky ocean.

व्यूढोरस्को वृषस्कन्धः, शालप्रांशुर्महाभुजः ।
आत्मकर्मक्षमं देहं, क्षात्रो धर्म इवाश्रितः ॥ १३ ॥

પદચ્છેદ:—व्यूढं उरः यस्य सः—व्यूढोरस्कः મોટી છાતીવાળો वृषस्य स्कंधः इव स्कंधः यस्य सः—वृषस्कन्धः બળદની ખુંધના જેવા મોટા ખભાવાળો शालः (वृक्षः) इव प्रांशुः—शालप्रांशुः=શાલ નામના ઝાડ જેવો ઉંચો. महान्तौ भुजौ यस्य सः—महाभुजः=લાંબા હાથવાળો. आत्मनः कर्म—आत्मकर्म—आत्मकर्मणि क्षमः—आत्मकर्मक्षमः—तम्—आत्मकर्मक्षमं—પોતાના કર્મને યોગ્ય એટલે રાજા તરીકેની પોતાની ફરજ બજાવવામાં યોગ્ય. (આ

આખો સમાસ તે પછીના देहं શબ્દનું વિશેષણ છે ) देहं=દેહને क्षत्रस्य अयम् क्षात्रः=ક્ષત્રિ કુળને શોભે તેવા. धर्मः=ધર્મ, ફરજ. इव જેમ आश्रितः=આશરો લીધેલો એટલે જેને ( આવો દેહ ) મળ્યો છે તે.

અર્થ—તે દિલીપ રાજા વિશાળ છાતીવાળો (હતો), બળદની ખુંધના જેવા મોટા ખંભા વાળો (હતો), શાલ નામના વૃક્ષના જેવો ઉંચો (હતો), લાંબા હાથ વાળો (હતો), આ પ્રમાણે પોતાના ક્ષત્રી કુળને છાજે તેવા કાર્યને યોગ્ય શરીર તેને મળ્યું હતું તેથી ક્ષત્રિઓનો ધર્મ પોતે, જાણે અવતાર લેઈને આવ્યો હોય તેમ શોભતો હતો. તાત્પર્ય કે જે વર્ણમાં અવતર્યો હતો તે વર્ણના કામકાજ માટે યોગ્ય હતો.

(13) His chest was broad and full, his shoulders were like those of a bull, his height was like that of a शाल tree, and his arms were long; thus he looked like the martial spirit of a क्षत्रिय as his body was fit for the performance of duti s, pertaining to the office of a king.

सर्वातिरिक्तसारेण, सर्वतेजोऽभिभाविना ।
स्थितः सर्वोन्नतेनोर्वीं, क्रान्त्वा मेरुरिवात्मना ॥ १४ ॥

પદચ્છેદ:—सर्वेभ्यः अतिरिक्तः (વધારે) सारः यस्य सः सर्वातिरिक्तसारः–तेन–सर्वातिरिक्तसारेण–( अति+रिच्+त=अतिरिक्त=વધારે )=સર્વના કરતાં વધારે બળથી. सर्वाणि तेजसा अभिभवति इति–सर्वतेजोऽभिभावी–तेन–सर्व तेजोऽभि भाविना–( મૂળ શબ્દ भाविन् છે=સર્વને પોતાના તેજથી પરાજય પમાડીને स्थितः રહેલું છે. सर्वेभ्यः उन्नतः सर्वोन्नतः तेन–सर्वोन्नतेन=સર્વથી ઉંચો વધીને ( उत्+नम्+त ). उर्वी=પૃથ્વીને क्रान्त्वा=દાબીને मेरुः इव–मेरुरिव મેરૂની માફક आत्मना=શરીરથી.

અર્થ—જેમ મેરૂ પર્વત સર્વના કરતાં વધારે બળથી, તથા સર્વને પોતાના તેજથી પરાજય પમાડીને અગર આંજી દઈને તથા સર્વથી ઉંચો વધીને પૃથ્વીને દબાવીને રહ્યો છે; તેમ દિલીપ રાજા પણ પોતાના શારીરિક બળથી, તથા સર્વને પોતાના પ્રભાવથી આંજી દઈને સર્વ રાજાઓ કરતાં વધારે ઉન્નતી પામીને પૃથ્વીને દબાવીને રહ્યો છે.

(14) As the Mountain Meru, with its large volum, has firmly covered the earth, so did king Dilipa, with his tall and muscular body, which transcended all others in substance and vanquished all by its strength, gained mastery over the woold.

**आकारसदृशप्रज्ञः, प्रज्ञया सदृशागमः ।**
**आगमैः सदृशारम्भ, आरंभसदृशोदयः ॥ १५ ॥**

**પદચ્છેદઃ**—आकारेण सदृशी प्रज्ञा यस्य सः—आकारसदृशप्रज्ञः=દિલીપ રાજાના શરીરનો જેવો આકાર હતો તેવીજ તેની બુદ્ધિ હતી. प्रज्ञया=બુદ્ધિ પ્રમાણે. सदृशः आगमः यस्य सः—सदृशागमः તેવુંજ તેનું શાસ્ત્ર હતું એટલે એવી બુદ્ધિ પ્રમાણેજ દિલીપ રાજાએ શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. आगमैः=શાસ્ત્રો પ્રમાણે सदृशः आरंभः यस्य सः—सदृशारम्भः=તેવોજ કાર્યો કરવામાં તેનો આરંભ હતો. आरम्भेणसदृशः उदयः यस्य सः—आरम्भसदृशोदयः=જેવો તેનો આરંભ હતો તેવોજ તેનો ઉદય હતો.

અર્થ—જેવું દિલીપ રાજાનું શરીર બળવાન તથા મોટું હતું તેવીજ તેની બુદ્ધિ પણ બળવાન અને મોટી હતી, અને જેવી બુદ્ધિ હતી તેવોજ તેનો શાસ્ત્રોનો અભ્યાસ પણ ઉત્તમ હતો—વળી જેવો અભ્યાસ હતો તેવોજ રૂડાં રૂડાં કાર્યો કરવામાં તેનો ઉત્સાહ હતો. જેવો કાર્યોમાં ઉત્સાહીમય આરંભ હતો તેવોજ કાર્યોનો ઉદય અગર કાર્યોમાં ફતેહ હતી.

(15) His intellect was in harmony with the shape of his body-i.e his intellect was as powerful as his body was strong; his study of Shastras was as vast as his intellect was (powerful;) his undertakings also corresponded to the vastness of his study, and his successes were also equal to the greatness of his undertakings.

**भीमकान्तैर्नृपगुणैः स, बभूवोऽपजीविनाम् ।**
**अधृष्यश्चाभिगम्यश्च, यादोरत्नैरिवार्णवः ॥ १६ ॥**

**પદચ્છેદઃ**—भीमाश्च कान्ताश्च—भीमकान्ताः—तैः—भीमकान्तैः=ભયંકર તથા નમ્ર ( ગુણોથી ) नृपस्य गुणाः नृपगुणाः तैः—नृपगुणैः=રાજાને છાજે

તેવા ગુણોથી સઃ=તે દિલીપ રાજા બમૂવ બન્યો, થયો અથવા હતો. उपजीवन्ति इति उपजीविनः—तेषाम् -उपजीविनाम्=નોકરોને. न धृष्यः इति अधृष्यः પાસે ન જઇ શકાય તેવો દમદાર અગર રોફ વાળો. अभिगन्तुम् योग्यः—अभिगम्यः=તેની કોમળતા અગર મૃદુતાના ગુણને લીધે તે પાસે જવા યોગ્ય હતો. यादस्=મધરાદિ જળજંતુ यादांसि च रत्नानि च—यादोरत्नानि—तैः—यादोरत्नैः=મધરાદિ જળજંતુ તથા રત્નો વડે इव=જેમ अर्णवः=સમુદ્ર.

અર્થ—જેમ સમુદ્ર મધરાદિ જળજંતુઓથી ભયંકર છે અને રત્નો માટે તેમાં ઉંડા ઉતરવા જેવો છે, તેમ દિલીપ રાજા પાસે રાજાઓને શોભે તેવા તેના ભયંકર ગુણોથી નોકરો આવી શકતા નહોતા એટલે તેના દમ અગર રોફમાં અંજાઇ જતા હતા, અને (રાજાઓને શોભે તેવા) તેના સદ્ગુણોને લીધે તે નમ્રતા વાળો હોવાથી પાસે જવા યોગ્ય હતો. તાત્પર્ય ગુન્હેગારો અગર પાપીને તે ભયંકર દેખાતો હતો અને સજ્જન પુરૂષોને તે શાંત દેખાતો હતો.

(16) King Dilipa was endowed with the sterner qualities as well as with the softder graces of a high born prince. He was, therefore, to all his servants both accessible and in accessible at the same time, just as the ocean is both courted and dreaded at the same time on account of its pearls and sea-monsters respectively.

रेखामात्रमपि क्षुण्णादा, मनोर्वर्त्मनः परम् ।
न व्यतीयुः प्रजास्तस्य, नियन्तुर्नेमिवृत्तयः ॥ १७ ॥

પદચ્છેદઃ—रेखा एव रेखामात्रं=એક લીટી જેટલો अपि=પણ क्षुण्णात्=क्षुध् ધાતુની ભૂત કૃ. તેનો અર્થ ખેદેલા (માંથી) તે वर्त्मनः નું વિશેષણ છે. आमनोः=મનુના વખતના वर्त्मनः=રસ્તાથી એટલે રીત-રીવાજથી, પદ્ધતિથી परम्=અધિક, વધારે न व्यतीयुः (પ. ભૂતકાળ ત્રીજો પુ. બ. વ.) वि+अति+इ નું રૂપ છે. ગયા નહોતા, ઉલ્લંઘન કર્યું નહોતું. प्रजाः=પ્રજાના માણસોએ तस्य=તેની नियन्तुः=સારથીના नेमीनाम् वृत्तिः इव वृत्तिः यासाम् ताः नेमिवृत्तयः=આ સમાસ प्रजाः શબ્દનું વિશેષણ છે.=ચક્રના પાટાની ગતિની માફક જે પ્રજાની ગતિ છે તે પ્રજા.

**અર્થ**—જેમ હુશીયાર સારથીના રથના પૈડાની ધારો મુકરર કરેલા ચીલામાંથી જરાપણ આડી અવળી જતી નથી તેમ મનુરાજાના વખતથી એટલે મનુરાજાએ જે રીત રીવાજ સ્વીકાર્યા હતા તે રીતરીવાજથી એક રેખા પણ આ દિલીપની પ્રજાએ પોતાના વર્તનમાં ફેરફાર કર્યો નહોતો. તાત્પર્ય આ દિલીપની પ્રજા રથના પૈડાની ધારો જેવી એક રસ્તે ચાલનાર હતી.

(17) As under a clever charioteer, the out rims of wheels do not rotate out of their beaten path, so the subjects of this king Dilipa had never neglected, even to an extent of a line, the rules and regulations fixed from the time of Manu.

**प्रजानामेव भूत्यर्थं स ताभ्यो बलिमग्रहीत् ।**
**सहस्रगुणमुत्स्रष्टु, मादत्ते हि रसं रविः ॥ १८ ॥**

**પદચ્છેદઃ—प्रजानाम् एव=પ્રજાનાજ. भूत्यर्थं=આબાદી માટે, કલ્યાણ માટે, લાભ માટે–भूत्यै इति भूत्यर्थं–भूति શબ્દનો અર્થ–વૃદ્ધિ થાય છે. सः=તે. ताभ्यः=તેમની પાસેથી એટલે પ્રજા પાસેથી. बलिम्= કર, વેરો. अग्रहीत्=લેતો હતો. सहस्रगुणाः यस्मिन् कर्मणि यथास्यात् तथा तत्–सहस्रगुणं=હજારગણું. उत्स्रष्टुम्=( उत्+स्रज्+तुम् )=આપવાને માટે. आदत्ते=લે છે, ગ્રહણ કરે છે. हि=ચોકસ रसं=રસને, જળને. रविः= સૂર્યનારાયણ.**

**અર્થ**—જેમ સૂર્યનારાયણ ( પૃથ્વી ઉપરથી વરાળરૂપે ) પાણી ( ખેંચી ) લેછે અને પછી તેને હજારગણુ કરીને વરસાદના રૂપમાં પાછું આપે છે તેમ દિલીપ રાજા પ્રજાના કલ્યાણ માટેજ પ્રજા પાસેથી કર–વેરો–લેતો હતો, તાત્પર્ય પ્રજાનું દ્રવ્ય પોતાના વિષય સુખ માટે વાપરતો નહીં પણ તે દ્રવ્યથી પ્રજાને દુકાળ, રોગચાળા વીગેરે અડચણોના વખતમાં મદદ કરતો હતો.

(18) King Dilipa collected taxes from his subjects, only for their benefit. In this respect he looked like sun, who draws up watery vapour (from the earth) only to return it back thousand-fold in the shape of rain.

**सेना परिच्छदस्तस्य, द्वयमेवार्थसाधनम् ।**
**शास्त्रेष्वकुण्ठिता बुद्धि मौर्वी धनुषि चातता ॥ १९ ॥**

**પદચ્છેદ:**—सेना=લશ્કર. परिच्छाद्यते अनने इति परिच्छदः=અલંકાર, ઉપકરણ, શોભા. तस्य=દિલીપના. द्वयम्=બે. एव=જ. अर्थः साध्यते अनने इति अर्थसाधनम्=લાભ આપનાર. शास्त्रेषु=શાસ્ત્રમાં. अकुण्ठिता बुद्धिः થાકે નહિ તેવી અગર શાસ્ત્રના રહસ્યને બરાબર સમજી શકે તેવી બુદ્ધિ. मौर्वी=દોરી. धनुषि=ધનુષ્યમાં. च=અને. आतता=( आ+तन्+त )=આરોપેલી અગર ચડાવેલી.

અર્થ—તે દિલીપ રાજાને તેની સેના તો માત્ર અલંકાર અગર શણગાર રૂપે હતી. ( તેને વધારે સ્પષ્ટ રૂપમાં કહીએતો સેનાના બળ ઉપર તે આધાર રાખતો નહોતો ). શાસ્ત્રના રહસ્યને બરાબર સમજી શકે તેવી બુદ્ધિ તથા ધનુષ્યમાં ચડાવેલી દોરી એ બેજ તેને લાભ આપનાર હતા–તાત્પર્ય એ બેના ઉપર તે ઘણોજ આધાર રાખતો હતો–ટુંકામાં–તેની બુદ્ધિ ઘણીજ ચકોર હતી અને તે ઘણોજ બળવાન હતો.

(19) The army of his kingdom was to him like his ornament or his paraphernalia (i. e. he was a very powerful king and did not depend upon his army). The means of accomplishing his object were only twofold—(1) his genious that penetrated or gone through every shastra and secondly the cord stretched out on his bow.

**तस्य संवृतमन्त्रस्य, गूढाकारेङ्गितस्य च ।**
**फलानुमेयाः प्रारम्भाः, संस्कारा प्राक्तना इव ॥ २० ॥**

**પદચ્છેદ:**—तस्य=તેના. संवृतः मन्त्रः यस्य सः संवृतमन्त्रः–तस्य–संवृतमन्त्रस्य=જેના ગુપ્ત ભેદો-વિચારો છે તેવાના. आकारश्च इङ्गितश्च–आकारेङ्गिते–गूढे आकारेङ्गिते यस्य सः–गूढाकारेङ्गितः–तस्य–गूढाकारेङ्गितस्य=જેનો આકાર તથા અંદરનો ભાવ ગૂઢ છે તેના. च=અને. फलैः अनुमेयाः–फलानुमेयाः=ફળોથી અનુમાન થઇ શકે તેવા. प्रारम्भाः=કાર્યના આરંભો. संस्काराः=पूर्वकर्मवासनाः=( પૂર્વના કર્મની ) વાસનાઓ, સંસ્કારો. प्राग्भवाः–प्राक्तना=પૂર્વજન્મના વિષે ઉત્પન્ન થએલા.

અર્થ—દિલીપ રાજાના રાજ્યતંત્રની ખૂબી તથા તે તંત્રમાં સમાએલા છૂપાભેદો ઘણાજ ખાનગી રાખવામાં આવતા હતા; તે એટલે સૂધી કે જેમ

સંસ્કારો ઉપરથી પૂર્વાવતારમાં કરેલાં કર્મો સમજી શકાય છે તેમ પરિણામના અગર ફળના અનુમાનથી કોઈપણ કાર્ય દિલીપ રાજાએ શરૂ કર્યું હશે એમ સમજી શકાતું હતું. તાત્પર્ય કાર્યનું ફળ આવે ત્યાં સૂધી, તે કાર્ય સબંધી કોઈને ખબર પડતી નહીં.

(20) His Actions in his Governments as well his internal designs were very secret, so much so that all such secret movements were discernible only through their results just as results of a life—happiness and misery of a life-can show the nature of actions done in a previous life.

**जुगोपात्मानमत्रस्तो, भेजे धर्ममनातुरः ।**
**अगृध्नुराददे सोऽर्थमसक्तः सुखमन्वभूत् ॥ २१ ॥**

**પદચ્છેદ:-जुगोप=गुप् ધાતુ પરોક્ષ ભૂતકાળ. ત્રી. પુ. એક વ. રક્ષણ કરતો હતો. आत्मानं=શરીરનું. न त्रस्तः इति अत्रस्तः ते त्रस्+त ભૂત કૃ. છે.=ત્રાસ નહીં પામીને, અભય. भेजे=ભજતો હતો, પાળતો હતો. धर्मम्=ધર્મને. न आतुरः इति अनातुरः=વ્યાકુળતા રહીત બનીને. गृध्नुः=લાલચુ. न गृध्नुः इति अगृध्नुः=નિર્લોભી. आददे=મેળવતો હતો. सः તે. अर्थम्=ધનને. न सक्तः इति असक्तः=આસકિત રહિત થઈને. सुखं=સુખને. अन्वभूत्=अनु+अ+भू+त्=ભોગવતો હતો.**

**અર્થ**—(હાય હાય મરણ આવશે તો મરિ જઈશ અગર શત્રુઓ મારી દેશે, એવા) ડરથી રહિત થઈને દિલીપરાજા પોતાના શરીરનું રક્ષણ કરતો હતો, 'સુખે સાંભરે સોની અને દુઃખે સાંભરે રામ' એટલે દુઃખમાંજ પ્રભુનું સ્મરણ કરવું અગર ધર્મ પાળવો એવું જન સમુહનું જે સામાન્ય વલણ છે તે વલણથી રહિત એટલે દુઃખથી પીડાયા વિના—દુઃખથી વ્યાકુળ બન્યા વિના—તે (પોતાનો) ધર્મ પાળતો હતો. તે (કર વેરા, વિઘોટી વીગેરે) દ્રવ્ય, લાલચ રહિત થઇને મેળવતો હતો અને તે સુખમાં આસક્તિ—મોહ—રાખ્યા વિના સુખને ભોગવતો હતો.

(21) Fearless of death or enemies he protected his body. his religious exercises were free from self-inflicted sufferings. His action in collecting money from his subjects was also free from avarice. He enjoyed the temporal pleasures without being inordinately attached to them.

**ज्ञाने मौनं क्षमा शक्तौ, त्यागे श्लाघाविपर्ययः ।**
**गुणा गुणानुबन्धित्वात्, तस्य सप्रसवा इव ॥ २२ ॥**

**પદચ્છેદ:**–ज्ञाने=જ્ઞાન હોવા છતાં. मौनं=મુંગાપણું. क्षमा=સહનશિળતા. शक्तौ=શકિત હોવા છતાં. त्यागे=દાન કરવા છતાં श्लाघायाः विपर्ययः=શ્લાઘાવિપર્યયઃ=વખાણનો અભાવ. गुणाः=ગુણો. गुणैः अनुबन्धः अस्ति येषाम्–गुणानुबन्धिनः–गुणानुबन्धिनाम् भावः–गुणानुबन्धित्वं –तस्मात्–गुणानुबन्धित्वात्=ગુણોની સાથે એક રૂપતાને પામેલા હોવાથી. तस्य=તેના. તેનું વિશેષ આ લીટીનો પ્રથમ શબ્દ गुणाः છે. सह प्रसवः येषाम् ते–सप्रसवाः=સાથે અગર એકજ મૂળમાંથી પેદા થયા હોય તેવા–એકજ જાતના इव=જેમ.

**અર્થ**—તે રાજામાં બીજા એવા ગુણો હતા કે તે પારકાના વૃતાંતો જાણતો હતો પણ મુંગો રહેતો હતો–બોલ બોલ કરતો નહોતો. કોઈ તેનો અપરાધ કરતું તો તેને શીક્ષા કરવાની તેનામાં શક્તિ હતી છતાં તે ક્ષમા કરતો હતો, તે દાન ઘણું કરતો હતો પણ વખાણની આશા રાખતો નહોતો. આ પ્રમાણે તે દિલીપ રાજાના ગુણો તેથી વીરૂદ્ધ ગુણોની સાથે એકરૂપતા પામેલા હોવાથી જાણે એક જાતનાજ ન હોય તેવા દેખાતા હતા.

(22) In this king there was knowledge decorated with modest silence, power graced with forbearance and charity free from self praise; thus his Virtues from their close association with virtues (of an opposite kind) appeared to be of one and the same origin.

**अनाकृष्टस्य विषयै विंद्यानां पारदृश्वनः ।**
**तस्य धर्मरतेरासी द्वृद्धत्वं जरसा विना ॥ २३ ॥**

**પદચ્છેદ:**–न आकृष्टः इति अनाकृष्टः–तस्य–अनाकृष्टस्य=નહીં ખેંચાએલાના. विषयैः=વિષયોથી. विद्यानाम्=વિદ્યાઓના. पारं दृष्टवान्–इति–पारदृश्वा तस्य–पारदृश्वनः=પાર ( અંત ) ને જેનારો. तस्य=તેના. धर्मे रतिः यस्य सः धर्मरतिः–तस्य–धर्मरतेः–ધર્મમાં પ્રીતિ રાખનારના. आसीत्=હતો. वृद्धस्य भावः इति वृद्धत्वं=ઘડપણ. जरसा विना=જરા અવસ્થા વિના–શરીરમાંથી શકિત ઘટયા વિના.

**અર્થ**—આ રાજા કે જે વિષયોથી ખેંચાયો-દબાયો અગર સપડાયો નહોતો તથા વિદ્યાના પારને-અંતને-પામેલો હતો તેથી જેને ધર્મમાં પ્રેમ હતો તેને વૃદ્ધાવસ્થા આવ્યા વિના વૃદ્ધ પુરૂષપણું થયું હતું એટલે વૃદ્ધ પુરૂષના જેટલી સમજણ આવી હતી-તાત્પર્ય પાકો અનુભવી બન્યો હતો.

(23) Temporal pleasures had no control on him; he had gone through all the branches of learning; consequently this pious and dutiful King Dilipa had all the wisdom of an old man without having infirmities of the old age.

**प्रजानां विनयाधानाद्रक्षणाद्भरणादपि ।**
**स पिता पितरस्तासां केवलं जन्महेतवः ॥ २४ ॥**

**પદચ્છેદ:-प्रजानां=પ્રજાના. विनयस्य आधानं-विनयाधानं-तस्मात्-विनयाधानात्=વિનયને સ્થાપવાથી-જેમાંથી વિનય મળે તેવી પાઠશાળા, સ્કુલો, વીગેરે શિક્ષણ સ્થાનો સ્થાપવાથી. रक्षणात्=રક્ષણ કરવાથી. भरणात्+अपि-भरणादपि=પોષણપણ કરવાથી. सः=તે. पिता=બાપ. पितरः=માતા પિતા. આ શબ્દ तासां સાથે સબંધ રાખે છે तासाम्=प्रजानाम्=પ્રજાના. केवलं=માત્ર. जन्मनः हेतवः जन्महेतवः=જન્મ આપનારા અગર જન્મના કારણ.**

અર્થઃ—વિનયને સ્થાપવાથી ( એટલે વિનય મળે તેવા સ્થળો સ્થાપવાથી ), ( દુકાળ, ચોર, લુંટારા વીગેરે ભયમાંથી ) રક્ષણ કરવાથી, તથા (સારા ઉદ્યોગ ખોલી આપી અગર વેપારને ખીલવીને ) ભરણ પોષણ પણ કરી આપવાથી તે રાજા પ્રજાનો પિતા છે. પ્રજાના બાપ તો માત્ર જન્મના આપનાર છે ( જન્મ આપ્યા પછી વિવેક શીખવવો, રક્ષણ કરવું, તથા પોષણ કરવું તે તમામ કર્તવ્ય બાપનાં છે છતાં તે દિલીપ રાજાએ ધારણ કર્યાં છે.

(24) In moulding the life of his subjects by teaching discipline, by giving protection and support, he, was truly their father, whereas their fathers in flesh were merely the authors of their births.

**स्थित्यै दण्डयतो दण्ड्यान्परिणेतुः प्रसूतये ।**
**अप्यर्थकामौ तस्यास्तां धर्म एव मनीषिणः ॥ २५ ॥**

**પદચ્છેદ:**–स्थित्यै=લોક મર્યાદાને માટે.=दण्डं अर्हन्ति–इति–दण्ड्याः–तान्–दण्ड्यान्=દંડ કરવા લાયકને, ગુન્હેગાર લોકોને. दण्डयति इति दण्डयन्–तस्य–दण्डयतः=શિક્ષા કરનાર રાજાના. परि+नि+नृ=परिणेतृ=પરણનાર तस्य–परिणेतुः=પરણનાર રાજાના प्रसूतये=( प्रसूतिः મુળ શબ્દ ) સંતાનને માટે. अपि=પણ. अर्थश्च कामश्च–अर्थकामौ=દ્રવ્ય અને કામ અગર વિષય. तस्य मनीषिणः=તે વિદ્વાન રાજાના आस्तां=હતા. धर्मे–एव=ધર્મમાંજ, ધર્મને માટેજ.

**અર્થ:**—લોક મર્યાદાને માટે અગર પ્રજામાં દાબ રાખવા માટે તે રાજા ગુન્હેગાર લોકોનો દંડ કરતો હતો ( તાત્પર્ય દંડની રકમમાં તે પોતાનો સ્વાર્થ સમજતો નહી. ) અને ( વિષય માટે નહી પણ ) સંતાન માટે તે પરણ્યો હતો. આ પ્રમાણે આવા વિદ્વાન–ડાહ્યા રાજાને દ્રવ્ય તથા કામ અગર ભોગ-પણ ધર્મ માટે જ હતા—પૂણ્યરૂપ હતા પાપ રૂપ નહોતા ).

(25) He punished criminals only to maintain justice among his subjects, enjoyed his wife only for progeny (and not for pleasures); Thus the wealth and temporal pleasures of that wise king were both conducive to his spiritual growth and not for worldly pleasures.

**दुदोह गां स यज्ञाय, सस्याय मघवा दिवम् ।**
**संपद्विनिमयेनोभौ, दधतुर्भुवनद्वयम् ॥ २६ ॥**

**પદચ્છેદ:**–दुदोह=દોહી. गां=પૃથિવને. सः તેણે यज्ञाय=યજ્ઞ કરવા માટે. सस्याय=ધાન્યને માટે. मघवा=ઇંદ્ર. दिवम्=સ્વર્ગને. संपदः विनिमयः–तेन–संपद्विनिमयेन=સંપત્તિની અરસપરસ આપ લે કરવાથી. उभौ=દિલીપ તથા ઇંદ્ર બેઉ. दधतुः=( તેમાં धा ધાતુ છે=પોષણ કરવું પાળવું. ) भुवनयोः द्वयं भुवनद्वयम् तत्=બેઉ ભુવનને.

**અર્થ:**—દિલીપ રાજાએ યજ્ઞોને માટે ( યજ્ઞો કરવાના અર્થને માટે ) પૃથ્વીને દોહી હતી ( પૃથ્વીમાંથી કર, વેરા વીગેરે લેતો હતો. ) અને ઇંદ્ર ધાન્યને માટે સ્વર્ગને ( આકાશને ) દોહતો હતો. એટલે આકાશમાંથી ધાન્યને માટે વરસાદ વરસાવતો હતો. આ બેઉ ( દિલીપ તથા ઇંદ્ર ) પોતાની સંપત્તિને અરસ પરસ કરીને સ્વર્ગ તથા મૃત્યુલોક બેઉને ધારણ કરતા હતા.

અગર એઉલોકનું પોષણ કરતા હતા. તાત્પર્ય યજ્ઞ કરવાથી દેવ લોકો તૃપ્ત થાય છે અને વરસાદ વરસવાથી આલોક તૃપ્ત થાય છે.

(26) He drained the earth of its produce ( in shape of taxes etc ) for the performance of sacrifices, while Indra, the heaven for the crops ( for the Kingdom of Dilipa ) i.e. Indra used to give in its stead rain for nourishing his crops; Thus exchanging their wealth, Dilipa and Indra both protected their respective Kingdoms or worlds.

न किलानुययुस्तस्य, राजानो रक्षितुर्यशः ।
व्यावृत्ता यत्परस्वेभ्यः, श्रुतौ तस्करता स्थिता ॥ २७ ॥

પદચ્છેદ:-न=નહી. किल=ચોકસ. अनु+या તેપરથી अनुययुः= અનુકરણ કર્યું. तस्य=તેનું. राजानः=રાજાઓ. रक्षितुः=રક્ષણ કરનારના. यशः=યશને. व्यावृता=નિવૃત્તિ પામીને રહેલી. यत्=જે કારણથી. परस्य स्वानि–परस्वानि–तेभ्यः–परस्वेभ्यः=પારકાના ધનથી. श्रुतौ=સાંભળવામાં અગર ગ્રન્થમાં. तस्करस्यभावः तस्करता=ચોરી. स्थिता=રહેલી છે.

અર્થ:—ખરેખર તે રક્ષણ કરનાર દિલીપના યશને બીજા રાજાઓ અનુકરણ કરી શકતા નહોતા અને તેથીજ " પારકાના ધનની ચોરી " નામનો શબ્દ નિવૃત થઇને માત્ર સાંભળવામાં અગર માત્ર ગ્રંન્થોમાં રહેલો હતો.

(27) Really speaking no other king could follow in his fame- which resulted from his actions as the protector of his subjects and on that account the word 'theft'—the action of stealing money from others, remained silently in hearing or in books.

द्वेष्योऽपि संमतः शिष्टस्तस्यार्तस्य यथौषधम् ।
त्याज्यो दुष्टः प्रियोऽप्यासीदङ्गुलीवोरगक्षता ॥ २८ ॥

પદચ્છેદ:-द्वेष्टुम् योग्यः–द्वेष्यः=દુશ્મન. अपि=પણ. संमतः=સત્કાર પામેલો છે. शिष्टः=સજ્જન. तस्य=તે દિલીપ રાજાને. आर्तस्य=માંદાને. यथा=જેમ. औषधम्=દવા. त्याज्यः=તજવા લાયક. दुष्टः=પાપી. प्रियः अपि=વ્હાલો હોય તો પણ. आसीत्=હતો. अङ्गुली=આંગળી. इव=જેમ. उरगेन क्षता=उरगक्षता સર્પથી કરડાએલી.

અર્થઃ—જેમ માંદો માણસ ઔષધના સ્વાદ સામું ન જોતાં તેના ગુણ સામું જોઈને–તેનો સત્કાર કરે છે તેમ દુશ્મન પણ સજ્જન હોય તો દિલીપ રાજા તેનો સત્કાર કરતો હતો. અને જેમ હાથની આંગળી વ્હાલી છે છતાં સર્પ ત્યાં ડંખ મારે તો તે આંગળી કાપી નાંખવામાં આવે છે તેમ દુષ્ટપુરૂષ વ્હાલો હોય તોપણ તેને તે તજી દેતો હતો.

(28) Even an enemy–if gentleman–was welcome to him, as medicine to a man, suffering from disease: and a wicked man, though loving, was removed (by him) as a finger (is cut) if bitten by a serpent.

**तं वेधा विदधे नूनं, महाभूतसमाधिना ।**
**तथाहि सर्वे तस्यासन्परार्थैक फला गुणाः ॥ २९ ॥**

**પદચ્છેદ:–तं=તેને. वेधाः=બ્રહ્માએ. विदधे=બનાવ્યો હતો. नूनं= ચોકસ. महान्ति चतानि भूतानि च–महाभूतानि–महाभूतानाम् समाधिः–महाभूत समाधिः–तेन–महाभूत समाधिना=પુલીંગ=મહાભૂતોની સામગ્રિથી. तथाहि= યોગ્ય છે કે, તેથી. तस्य सर्वेगुणाः=તેના સર્વે ગુણો. आसन्=હતા. परार्थः एकं फलं येषाम्–ते–परार्थैक फलाः=પારકાનું ભલું કરવું એજ જેનું મુખ્ય ફળ છે તેવા ગુણો.**

અર્થઃ—બ્રહ્માએ તેને ખરેખર મહાભૂતોની સામગ્રિથી બનાવ્યો હતો. તેથીજ તેના સર્વે ગુણો પારકાનું ભલું કરવાના મુખ્ય ફળવાળા હતા.

(29) God Brahma had made him verily of elements of great substances because all his virtues were devoted to the service of others.

**स वेलावप्रवलायां, परिखीकृतसागराम् ।**
**अनन्यशासनामुर्वीं, शशासैकपूरीमिव ॥ ३० ॥**

**પદચ્છેદ:–सः=તે. वेलाएव वप्रवलयानि यस्याः सा–वेलावप्रवलया–ताम्–वेलावप्रवलायां=( वेला=સમુદ્રનો કાંઠો वप्र=કિલ્લો, वलयं=ભોગળ. परिरवीकृताः सागराः यस्याः सा–परिखीकृतसागरा–ताम्–परिखीकृतसाग-राम् =જેને ખાઇરૂપ થએલા છે, સાગરો એવી પૃથ્વીને. नास्ति अन्यस्य शासनं यस्याः सा–अनन्यशासना–ताम्–अनन्यशासनाम्=જેના ઉપર બીજા**

કોઇનું રાજ્ય નથી એવી. उर्वीं=પૃથ્વીને. शशास=ભોગવતો હતો. एकपूरीम् इव=આખી પૃથ્વી તે જાણે એક નગરી હોય તેમ.

અર્થઃ—તે રાજા પૃથ્વિ કે જેને સમુદ્રના કાંઠા રૂપી તેના કીલ્લાની ભોગળો હતી તથા સમુદ્ર સરખી તો જેની આસપાસ ખાઈઓ હતી, તથા જે પૃથ્વીમાં બીજા કોઈનું રાજ્ય હતું નહીં એવી તે પૃથ્વી ઉપર તે દિલીપ રાજા એક નગરીની માફક રાજ્ય કરતો હતો.

(30) The-sea-beach formed the rampart of his kingdom and the high seas were its meats. Such earth which was known as his kingdom and under his sole rule was governed by him as if it were a single city.

तस्य दाक्षिण्यरूढेन, नाम्ना मगधवंशजा ।
पत्नी सुदक्षिणेत्यासीदध्वरस्येव दक्षिणा ॥ ३१ ॥

પદચ્છેદઃ—दाक्षिण्येन रूढं दाक्षिण्यरूढं—तेन—दाक्षिण्यरूढेन—સરલપણાના ગુણથી. नाम्ना=નામની. मगधवंशजा=મગધ વંશમાં જેનો જન્મ હતો તેવી. पत्नी=સ્ત્રી. सुदक्षिणा इति=સુદક્ષિણા નામની. आसीत्=હતી. अध्वर=યજ્ઞના દેવનું નામ છે. अध्वरस्य=યજ્ઞનાદેવની. इव=જેમ, પ્રમાણે. दक्षिणा=યજ્ઞનાદેવની સ્ત્રીનું નામ છે.

અર્થ—તે દિલીપરાજાને સરલતાના ગુણ ઉપરથી નામ અપાએલી મગધ દેશના રાજાઓની કન્યા સુદિક્ષણા નામની પત્ની હતી. તે પત્નિ અધ્વર (નામના વિદ્યાધર)ની સ્ત્રી દક્ષિણાની માફક (શોભતી હતી.)

(31). He had the wife born in the family of kings of Magadha-country by name Sudakshina; the name was given from her virtue of straight forwardness, like Dakshina the wife of अध्वर [God of sacrifice).

कलत्रवन्तमात्मान, मवरोधे महत्यपि ।
तया मेने मनस्विन्या, लक्ष्म्या च वसुधाधिपः ॥ ३२॥

પદચ્છેદઃ—कलत्रं न. લીંગ=સ્ત્રી. कलत्रवन्तम्=સ્ત્રીવાળાને. आत्मानं =પોતાને. महति अवरोधे=મોટા અંતઃપુરમાં. अपि=પણ. तया मनस्वि-

ન્યા=તે દ્રઢ મનવાળી સ્રીથી. मेने=માન્યું. તેમાં मन् ધાતુ છે. लक्ष्म्या च=અને લક્ષ્મીથી. वसुधायाः अधिपः=वसुधाधिपः રાજા.

**અર્થ**—અગર જો કે તેનો જનાનો અગર અંતઃપુર અગર રાણીવાસ મોટો હતો એટલે તેના અંતઃપુરમાં ઘણી સુંદર સ્ત્રીઓ હતી, પણ તે દ્રઢ મનવાળી સુદક્ષિણા સ્ત્રીથી એટલે તે સ્ત્રીને પરણવાથી તથા પોતાની રાજ્ય લક્ષ્મીથી તે દિલીપરાજા પોતાને પરણ્યો હોય એમ સમજ્યો હતો–એટલે સ્ત્રીની સાચી ખોટ સુદક્ષિણાએ પૂરી પાડી હતી અથવા દિલીપને સ્ત્રી સબંધી સાચુ સુખ સુદક્ષિણાએ આપ્યું હતું.

(32) Though his seraglio was great (*i.e.* in his seraglio there were good many pretty damsels), the king Dilipa, with the union of this firm minded Sudakshina and also-with the prosperity of his kingdom, regarded himself as truly married.

तस्यामात्मानुरूपाया, मात्मजन्मसमुत्सुकः ।
विलम्बितफलैः कालं, स निनाय मनोरथैः ॥ ३३ ॥

**પદચ્છેદ**:-तस्याम् आत्मानुरूपायाम्=( आत्मनः अनुरूपा–आत्मानुरूपा–तस्याम्–आत्मानुरूपायाम् )=તે પોતાને યોગ્ય સ્ત્રીમાં. आत्मजन्मनि समुत्सुकः=(आत्मनः जन्म–आत्मजन्म–तस्मिन्–आत्मजन्मनि)=પોતાના જન્મમાં એટલે પુત્રમાં) એટલે પુત્ર થાય તેવી વાસનાવાળો–ઇચ્છાવાળો. विलम्बितानि फलानियेषाम् ते–विलम्बितफलाः–तैः–बिलम्बितफलैः ( તે મનોરથનું વિશેશણ છે. )=લાંબે કાળે જેના ફળ પાકવાનાં છે એવા. मनोरथैः=મનોરથોથી. सः कालं निनाय=તે વખત કાઢતો હતો.

**અર્થ**—તે સુદક્ષિણા નામની પોતાને અનુકુળ રહેનારી સ્ત્રીમાં પુત્ર થાય એવી ઇચ્છાવાળો દિલીપરાજા, ઘણે કાળે પાકે તેવા ફળવાળા મનોરથોથી–વિચારોથી–પોતાના દિવસ કાઢતો હતો. ( એટલા વિચાર કરવાથી ફળ મળતું નથી માટે હવે પ્રયત્ન સંબંધી વાત કરે છે. )

(33) Dilipa was anxious to see the birth of a son from his wife, who was in every respect obedient to himself and thus he passed his (painful) days with hopes-the fruits of which were delayed.

संतानार्थाय विधये, स्वभुजादवतारिता ।
तेन धूर्जगतो गुर्वी, साचिवेषु निचिक्षिपे ॥ ३४ ॥

**પદચ્છેદ:**—संतानाय इति संतानार्थं—तस्मै=પુત્ર માટે. विधये=વિધિ અગર કાંઈ ક્રિયા કરવા માટે. स्वस्य भुजः स्वभुजः—तस्मात्—स्वभुजात्=પોતાના હાથ ઉપરથી. जगतः=જગત્‌ની—પૃથ્વિની. गुर्वी धूः=મોટો રાજ્ય કારભાર અથવા રાજ્યની ધોંસરી. तेन=તેનાથી. अवतारिता=ઉતારેલી साचिवेषु=કારભારીઓને निचिक्षिपे=(नि+क्षिप्) ફેંકી અથવા આપી દીધી.

**અર્થ**—સંતાનને માટે કાંઈક ક્રિયા કરવાના હેતુથી તે દિલીપરાજાએ જગત્‌નો મોટો કારભાર પોતાના હાથ ઉપરથી ( એટલે પોતાના માથા ઉપરથી ) ઉતારી નાંખ્યો અને કારભારી લોકોને તે સોંપી દીધો.

**વિવેચન**—કાંઈ મુદ્દાનું કામ કરનારને તમામ કામકાજમાંથી પોતાનું મન ખેંચી લઈ તે મુદ્દાના કાર્ય પ્રત્યે જોડવાની જરૂર સૂચવે છે.

(34) In order to perform some ceremony with an object to have a son, the heavy yoke (the management of his subjects) of the world, was removed by him from his shoulders and transferred to his ministers.

यथाभ्यर्च्य विधातारं, प्रयतौ पुत्रकाम्यया ।
तौ दंपती वसिष्ठस्य, गुरोर्जग्मतुराश्रमम् ॥ ३५ ॥

**પદચ્છેદ:**—यथा+अभ्यर्च्य=વિધિ પ્રમાણે પુજન કરીને. विधातारं=બ્રહ્માને. प्रयतौ=તે બન્ને પવિત્ર સ્ત્રી પુરૂષ. पुत्रस्य काम्या—पुत्र काम्या तया—पुत्रकाम्यया=પુત્રની કામનાથી. तौ दंपती—जाया च पतिश्च—दंपती=તે બે સ્ત્રી પુરૂષ– જોડું. वसिष्ठस्य गुरोः=વસિષ્ટગુરૂના आश्रमम् આશ્રમ તરફ. जग्मतुः—ગયા.

**અર્થ**—તે બેઉ પવિત્ર સ્ત્રીપુરૂષ પુત્રની કામનાને માટે બ્રહ્માજીનું પુજન કરીને વસિષ્ઠ ગુરૂના આશ્રમ તરફ ગયા. તાત્પર્ય–ગુરૂ આજ્ઞા આપે તે કાર્ય કરવા તૈયાર થયા.

(35) With an object of getting a son, this holy-purified-royal couple worshipped the God Brahma and started for the hermitage of Vasishtha-who was their spiritual preceptor.

**स्निग्धगम्भीरनिर्घोष, मेकं स्यन्दनमास्थितौ ।**
**प्रावृषेण्यं पयोवाहं, विद्युदैरावताविव ॥ ३६ ॥**

**પદચ્છેદ:-स्निग्धः गम्भीरः निर्घोषः यस्य सः-स्निग्धगम्भीरनिर्घोषः-तम्-स्निग्धगम्भीरनिर्घोषं-एकं स्यन्दनम्=જેનો અવાજ મધુર તથા ગંભીર છે એવા એકજ રથમાં. आस्थितौ બેઠેલા-એટલે બેસીને. प्रावृषि भवः=प्रावृषेण्यः-तम्-प्रावृषेण्यम=વરસાદથી ઉત્પન્ન થએલા એટલે પાણીથી ભરેલા. पयः वाहयति इति-पयोवाहः तम् पयोवाहम्=વાદળું. विद्युच्च ऐरावतश्च-विद्युदैरावतौ=વિજળી તથા ઐરાવત. इव=જેમ.**

**અર્થ**—દિલીપ તથા સુદક્ષિણા મધુર અને ગંભીર નાદ કરતા એકજ રથ ઉપર બેઠા હતા. અને જેમ વિજળી અને ઐરાવત એક પાણીથી ભરેલા કાળા વાદળા ઉપર શોભે છે તેમ તેઓ શોભતા હતા. આ ઠેકાણે સુદિક્ષણાનું રૂપ વિજળી જેવું હતું અને દિલીપનો દેખાવ ઐરાવત જેવો હતો એવો ભાવ સમજાય છે.

(36) They sat in one and the same *chariot* which started with a deep, but agreeable rattle as if the lightning and the elephant **ऐरावत** rode side by side on a dark cloud.

**मा भूदाश्रमपीडेति परिमेयपुरःसरौ ।**
**अनुभावविशेषात्तु, सेनापरिवृताविव ॥ ३७ ॥**

**પદચ્છેદ:-मा भूत्=ન થાય. आश्रमे पीडा=आश्रमपीडा=આશ્રમમાં પીડા. इति=એટલા માટે. परिमेयाः पुरः सराः ययोः तौ परिमेयपुरःसरौ=જેની પાસે અમુક-માત્ર થોડાજ-સેવકો છે એવા તે રાજા તથા રાણી બેઉ. अनुभावस्य विशेषः-अनुभावविशेषः-तस्मात्-अनुभावविशेषात्=તેજ અગર પ્રભાવના વિશેષપણાને લીધે. तु=પણ. सेनया परिवृतौ-सेनापरिवृतौ=સેનાથી ઘેરાએલા તે રાજા અને રાણી. इव=જાણે, જેમ.**

**અર્થ**—પોતાના આવવાથી-થતા અવાજને લીધે આશ્રમમાં પીડા-ગડબડ-બકોર-ન થાય તેટલા માટે માત્ર થોડા સેવકો સાથે લઈને તે રાજા તથા રાણી નીકળ્યા હતા. પણ તેમાં રાજ્ય તેજ ઘણું હોવાને લીધે, તેઓ આખી સેનાથી વીંટાઈને નીકળ્યા હોય તેવા દેખાતા હતા.

(37) In order to avoid any trouble or disturbance to the peace of the hermitage, they took only limited number of attendants; but on account of their royal lustre and personalities they seemed as if they had an army about them.

सेव्यमानौ सुखस्पर्शैः शालनिर्यासगन्धिभिः ।
पुष्परेणूत्किरैर्वातैराधूतवनराजिभिः ॥ ३८ ॥

પદચ્છેદ:-सेवितुम् योग्यौ सेव्यमानौ. સેવાતા હતા. सुखःस्पर्शः एषाम्-ते-सुखस्पर्शाः तैः सुखस्पर्शैः=સુખ થાય અગર શાંતી ઉત્પન્ન થાય એવા ઠંડા પવનનો સ્પર્શ જેમાં છે તેવા ( પવનો ) થી. शालानाम् निर्यासः-शालनिर्यासः-तस्य् गंधः अस्ति एषाम्-शालनिर्यासगन्धयः-तैः-शालनिर्यासगन्धिभिः=શાલ નામના વૃક્ષમાંથી નીકળતા ગુંદર જેવા સુગંધીદાર પદાર્થથી સુગંધીત થએલા ( પવનો ) થી. पुष्पाणाम् रेणवः-पुष्परेणवः तान् उत्किरन्ति इति-पुष्परेणूत्किराः-तैः-पुष्परेणूत्किरैः=પુષ્પની રેણુ-પરમાણુઓ-સુગંધીને ઉડાડનાર-વહેનાર-( પવનો ) થી. आधूताः वनानाम् राजयः यैः ते-आधूत-वनराजयः-तैः-आधूतवनराजिभिः=વૃક્ષોની હારોને જે પવને હલાવી છે અગર ધ્રુજાવી છે તે.

અર્થ—જે પવનો સ્પર્શ થવાથી સુખ આપે એવા હતા તથા શાલ વૃક્ષમાંથી ગુંદરરૂપે નિકળતા પદાર્થોથી સુગંધીવાળા હતા તથા જે પવનો પુષ્પના રેણું રજકણોને ઉડાડતા હતા-ફેંકતા હતા તથા જે પવનો વૃક્ષની હારોને ધ્રુજાવી રહ્યા હતા તે સુંદર પવનોથી તે વનમાં અગર રસ્તામાં-દિલીપ તથા તેની રાણીનો સત્કાર થયો હતો-સેવાતા હતા.

(38) The king and the queen both were served by the winds—which ware very cool and fragrant with the odorous exudation of शाल tree and which were carrying or throwing about pollen grains of flowers and which were shaking lines of trees situated on both sides of the road.

मनोभिरामाः श्रृण्वन्तौ, रथनेमिस्वनोन्मुखैः ॥
षड्जसंवादिनीः केका, द्विधा भिन्नाः शिखण्डिभिः ॥३९॥

**પદચ્છેદ:**—मनसः अभिरामाः मनोभिरामाः મનને આનંદ આપે એવાને. शृणुतः इति शृण्वन्तौ=સાંભળતા. रथस्य नेमिः रथनेमिः—रथनेमेः स्वनः—रथनेमिस्वनः—रथनेमिस्वनेन उन्मुखाः—रथनेमिस्वनोन्मुखाः—तैः—रथनेमिस्वनोन्मुखैः=રથના પૈડાથી થતા અવાજને લીધે જેમના મુખ ઉંચા થયા છે એવા ( મયુરો ). षड्भ्यः स्थानेभ्यो जातः षड्जः=નાસિકા, કંઠ, હૃદય, તાલવ્ય, જીભ અને દાંત એ છ સ્થાનોથી જે અવાજ થાય છે તે. षड्जेन संवादिन्यः ताः ( દ્વીતીયાનું બહુ વચન )= ષડ્જના જેવી ( संवादिनीः=सदृशीः ) केकाः મયુરની વાણીને द्विधा બે ભાગમાં भिन्नाः ( આ શબ્દ केकाः નું વિશેશણ તથા દ્વિતિયાનું બહુવચન છે)=જુદી પાડેલી. शिखण्डः=પીંછું. शिखण्डाः सन्ति येषाम् शिखण्डिनः—तैः—शिखण्डिभिः મયુરોથી.

**અર્થ**—રથના પૈડાના અવાજે કરીને જેમના મુખ ઉંચા થયા હતા એવા મયુરોથી બે પ્રકારની થએલી षड्जના જેવી તથા મનને આનંદ આપે એવી કેકારવ–વાણી–ટહુકાને તે દિલીપ તથા તેની રાણી સાંભળતા હતા. રથનો અવાજ મેઘની ગર્જના જેવો હતો. મેઘની ગર્જના સાંભળીને મયુરો રાજી થાય છે તે પ્રમાણે આ રથનો અવાજ સાંભળીને પણ તેઓ રાજી થયા હશે તે એક પ્રકાર થયો.

બીજો પ્રકાર એ છે કે મયુરો અજાણ્યાને જોઇને ગભરાય છે તે નિયમને આધારે આ રથ તથા તે સાથે માણસો જોઇને મયુરોએ જે બૂમ મારી તે ગભરાયેલી બૂમો હશે. આ પ્રમાણે મયુરોની બુમોના બે પ્રકાર સમજાય છે.)

(39) Proceeding further, they both heard cries of two kinds—pleasing to minds as well as very shrill—as if in imitation of the notes of षड्जराग—of pea-cocks, who were roused by the rattling noise made by the wheels of the chariot.

**परस्पराक्षिसादृश्यमदूरोज्झितवर्त्मसु ।**
**मृगद्वन्द्वेषु पश्यन्तौ स्यन्दनाबद्धदृष्टिषु ॥ ४० ॥**

**પદચ્છેદ:**—परस्य परस्य अक्षि—परस्पराक्षि—परस्पराक्ष्णः सादृश्यं तत् परस्पराक्षिसादृश्यम्=એક બીજાની આંખનાજ જેવું. अदूरे उज्झितं वर्त्म यैः

तानि–अदूरोज्झितवर्त्माणि–तेषु–अदूरोज्झितवर्त्मसु=સમિપમાંથી જેઓએ રસ્તો તજ્યો છે તેવા મૃગોમાં–રથના ભયને લીધે જેઓ રસ્તામાંથી ખસી ગયા છે તેવા મૃગોમાં. मृगस्य द्वन्द्वानि–मृगद्वन्द्वानि तेषु–मृगद्वन्द्वेषु= હરણ તથા હરણિના જોડાઓમાં पश्यन्तौ=રાજા અને રાણી જોતાં. स्यन्दने आबद्धा दृष्टिः यैः तानि स्यन्दनाबद्धद्रष्टीनि–तेषु–स्यन्दनाबद्धदृष्टिषु= રથને જોવામાં જેમની દૃષ્ટિ એક તાર બની ગઇ છે એવા મૃગોમાં.

**અર્થ**—રથની સમીપના રસ્તામાંથી જેઓ ખસી ગયા હતા તથા રથ જોવામાં જેમની દ્રષ્ટિ એકતાર થઈ ગઇ હતી એવા હરણી તથાં હરણોમાં રાજા દિલીપ તથા તેની રાણી પરસ્પર પોતાની આંખનું સરખાપણું જોતા હતા–નિહાળતા હતા. તેને વધારે સ્પષ્ટતાથી કહીએ તો હરણની આંખો રાજા દિલીપના જેવી હતી અને હરણિની આંખો રાણીની આંખો સમાન હતી. તેથી દિલીપ હરણિની આંખો સાથે પોતાની રાણીની આંખોની સરખામણી કરતો હતો અને રાણી હરણની આંખો સાથે પોતાના પતિની આંખોની સરખામણી કરતી હતી.

(40) They were also delighted to look at the eyes of the pair of deer charming like their own as they left the public road from the chariot's path and who were watching the chariot with a steadfast gaze.

श्रेणीबन्धाद्वितन्वद्भिरस्तम्भां तोरणस्रजम् ।
सारसैः कलनिर्ह्रादैः क्वचिदुन्नमिताननौ ॥ ४१ ॥

**પદચ્છેદ:**–श्रेण्याः बन्धः–श्रेणीबन्धः तस्मात्–श्रेणीबन्धात्=પંકિતના બંધથી. वितन्वन्ति इति वितन्वन्तः तैः–वितन्वद्भिः ફેલાએલાથી. न स्तः स्थंभौ यस्याम् सा अस्तम्भा–ताम्–अस्तम्भां=થાંભલા વિનાની. तोरणानाः स्रक्–तोरणस्रक्ताम्–तोरणस्रजम्=તોરણની માળાને. सारसैः=સારસોથી. कलाः निर्ह्रादाः येषाम् ते–कलनिर्ह्रादाः–तैः–कलनिर्ह्रादैः=મધુર છે શબ્દો જેના. क्वचित्=કયારેક, કોઇવાર. उन्नमिते आनने ययोः तौ–उन्नमिताननौ =જેણે ઉંચા મૂખ કર્યાં છે.

**અર્થ**—( તોરણ બાંધવા માટે બે થાંભલા અગર બારણાની સાખોની જરૂર પડે છે પણ આ જંગલમાં તો ) થાંભલા વિનાના તોરણની માળાને પંક્તિના

બંધથી ફેલાવતા—લંબાવતા મધુર અવાજવાળા સારસ પક્ષીઓથી આ દિલીપ રાજા તથા તેની રાણીના મુખ કયારેક કયારેકતો (તેમને જોવાને માટે) ઉંચા થતા હતા.

(41) They also looked with upturned eyes, at cranes cackling melodiously and forming by their particular mode of motion, triumphal garlands as if suspended without the aid of pillars.

**पवनस्यानुकूलत्वात्प्रार्थनासिद्धिशंसिनः ।**
**रजोभिस्तुरगोत्कीर्णैरस्पृष्टालकवेष्टनौ ॥ ४२ ॥**

**પદચ્છેદ:—पवनस्य પવનની. अनुकूलत्वात्=અનુકુળતાથી—એટલે પવન રથની સામે નહીં પણ પાછળ હોવાથી. प्रार्थना=पुत्राभिलाशः= પુત્રની આશા. प्रार्थनायाः सिद्धिः—प्रार्थनासिद्धिः—प्रार्थनासिद्धिम् शंसितुम् शीलं यस्य सः प्रार्थनासिद्धिशंसी—तस्य—प्रार्थनासिद्धिशंसिनः=( તે पवनस्यनुं વિશેશણ છે )=પુત્રની આશાની સિદ્ધિને સુચવતા ( પવન ) ની. तुरगैः उत्कीर्णानि तुरगोत्कीर्णानि—तैः—तुरगोत्कीर्णैः=ઘોડાના પગની ખરીથી ઉડલી. रजोभिः=રજથી, ધૂળથી. अस्पृष्टाः अलकाः वेष्ठनं च ययोः तौ अस्पृष्टालकवेष्टनौ=જે રાણીના માથાના વાળને તથા રાજાના મુગટને સ્પર્શ થયો નહોતો તે રાણી તથા રાજા.**

**અર્થ**—પુત્રની આશાની સિદ્ધિને સૂચવતા પવનની અનુકુળતાને લીધે ઘોડાના પગથી ઉડેલી રજથી તે રાણીના વાળને તથા રાજાના મુગટને સ્પર્શ થયો નહોતો.

(42) The wind was favourable to them which betokened the early fulfilment of their desire of a son; consequently the dust raised by the hoofs of their horses did stick neither on the lock of the queen nor on the crown of the. king.

**सरसीष्वरविन्दानां वीचिविक्षोभशीतलम् ।**
**आमोदमुपजिघ्रन्तौ स्वनिःश्वासानुकारिणम् ॥ ४३ ॥**

**પદચ્છેદ:—सरसीषु=સરોવરમાં.अरविन्दानां=કમળોના. वीचिः= તરંગ. विक्षोभः=ઉંચાનીચા થવું તે. वीचीनाम् विक्षोभः—वीचिविक्षोभः— वीचिविक्षोभेन शीतलः वीचिविक्षोभशीतलः—तम्—वीचिविक्षोभशीतलम्=તરં-**

ગના ઉંચા નીચા થવાને લીધે શીતળ થએલી ( તે आमोदं નું વિષેશણ છે ). आमोदं=સુગંધીને. उपजिघ्रन्तौ=સુંઘતા. ( उपजिघ्रतः इति उपजिघ्रन्तौ ), स्वस्य निःश्वासाः–स्वनिः श्वासाः–स्वनिः श्वासान् अनुकरोति इति–स्वनिःश्वासानुकारी–तम् स्वनिःश्वासानुकारिणम्=[ આ સમાસ ( आमोदम् ) નું વિષેશણ છે. ] પોતાના સુગંધીદાર શ્વાસોશ્વાસને અનુકરણ કરે તેવી–( સુગંધી ) ને.

**અર્થ**—જ્યારે આ રથ સરોવર પાસે થઈને નીકળ્યો ત્યારે–સરોવરમાં ઉંચા નીચા તરંગોથી શીતળ થએલી અને પોતાના શ્વાસને મળતી કમળોની સુગંધીને તે રાજા રાણી સુંઘતા હતા.

(43) ( Proceeding further the chariot seems to have come near the lakes ).

The King and the Queen both were delighted to inhale the fragrance of lotus flowers resembling their own breath and it was also cool on account of its contact with the ripples of the water.

**ग्रामेष्वात्मविसृष्टेषु यूपचिह्नेषु यज्वनाम् ।**
**अमोघाः प्रतिगृह्णन्ता वर्घ्यानुपदमाशिषः ॥ ४४ ॥**

**પદચ્છેદ:**–ग्रामेषु=ગામોમાં. आत्मना विसृष्टाः आत्मविसृष्टाः–तेषु–आत्मविसृष्टेषु=પોતે ( બ્રાહ્મણોને ) આપેલા ( ગામો ) માં यूपाः चिह्नानि एषाम्–यूपचिह्नाः तेषु यूपचिह्नेषु=યજ્ઞસ્થંભના જ્યાં નિશાન છે તે ( ગામો ) માં यज्वनाम्=( મૂળશબ્દ, यज्वन् )=વિધિવડે યજ્ઞો કરાવનારા. नमोघाः इति अमोघाः=અમોઘ, મોટી ( તે आशिषः નું વિશેશણ છે ). प्रतिगृह्णितः इति प्रतिगृह्णन्तौ=ગ્રહણ કરતા–અંગીકાર કરતા એ બેઉ રાજા રાણી. अर्घ्यस्य अनुपदम्–अर्घ्यानुपदम्=અર્ઘ્ય આપ્યા પછી आशिषः =( દ્વિ–બ–વચન ) આશીશોને.

**અર્થ**—આગળ ચાલતાં જે રૂષિઓએ યજ્ઞો કરાવ્યા હતા તેવા રૂષિઓના પોતે આપેલાં તથા જેમાં યજ્ઞસ્થંભોના નિશાન હતા એવા ગામોમાં તે રાજા તથા રાણી (પોતાની) પુજાની વિધિ થયા પછી મોટી આશીશો મેળવતા હતા.

(44) The king and the queen received, on their way—in villages warm blessings from Brahmins who were previously granted these villages, for their religious duties performed at sacrifices; some signs of Yupas (युप) were visible at several places there.

**हैयंगवीनमादाय, घोषवृद्धानुपस्थितान् ।**
**नामधेयानि पृच्छन्तौ, वन्यानां मार्गशाखिनाम् ॥४५॥**

**પદચ્છેદ:**–ह्यस्तन गोदोहोद्भवं घृतं=हैयंगवीनम् તાજું ઘી. आदाय= લાવીને. घोषे वृद्धाः–घोषवृद्धाः तान् घोषवृद्धान्=ઘોષ એટલે ગાયોના નેહમાં વૃદ્ધ પુરૂષોને. उपस्थितान्=આવેલા, પ્રાપ્ત થએલા, મળેલા. नाम-धेयानि=નામો. पृच्छतः इति पृच्छन्तौ=પુછતા. वने भवाः इति वन्याः–तेषाम् –वन्यानाम्=વનમાં ઉગેલા. मार्गस्य शाखिनः–मार्गशाखिनः तेषाम् मार्गशा-खिनाम्=માર્ગમાં ઉગેલા વૃક્ષોના. शाखिन्=वृक्षः

**અર્થ**—(આગળ ચાલતાં ગાયોને ચારનારા ભરવાડોના નેહ આવ્યા) નેહમાં વસતા વૃદ્ધપુરૂષો તાજુ ઘી લઇને રાજાની પાસે આવ્યા જેમને રાજાએ વનમાં ઉગેલા તથા માર્ગની બાજુએ આવેલા વૃક્ષોનાં નામ પૂછયાં.

(45) When the chariot came near the villages of cow-herds, the old men of villages came to them with fresh ghee; (on the other hand) the kind and the queen enquired of them the names of wild trees—situated on both the sides of their way.

**काप्यभिख्या तयोरासीद्व्रजतोः शुद्धवेषयोः ।**
**हिमनिर्मुक्तयोर्योगे, चित्राचंद्रमसोरिवः ॥ ४६॥**

**પદચ્છેદ:**–का+अपि+अभिख्या=અલૌકિક શોભા (હતી)! तयोः= તે રાજા તથા રાણીની आसीत्=હતી. व्रजतः इति व्रजन्तौ–तयोः–व्रजतोः= આશ્રમ તરફ જતા રાજારાણીની. शुद्धौ वेषौ ययोः तौ–शुद्धवेषौ–तयोः= शुद्धवेषयोः=તે પવિત્ર વેશવાળા રાજા રાણીની. हिमेन निर्मुक्तौ–हिमनि-र्मुक्तौ–तयोः–हिमनिर्मुक्तयोः=શીશીર ૠતુથી મુક્ત થએલા ચિત્રા નક્ષત્ર તથા ચંદ્રના योगे=યોગમાં. चित्रा च चंद्रमाश्च–चित्राचंद्रमसौ–तयोः–चित्राचं-द्रमसोः=ચિત્રા નક્ષત્ર તથા ચંદ્રમાના.

અર્થ—હીમરૂતુ પસાર થયા પછી ચિત્રા નક્ષત્ર તથા ચંદ્રમા બેઉ એક સાથે આવવાથી-સંયોગ જેવો શોભે છે-જણાય છે તેવી રીતે રૂષિના આશ્રમ તરફ જતા તથા પવિત્ર વસ્ત્ર જેમણે ધારણ કર્યાં હતાં એવાં દીલીપ તથા સુદક્ષિણા રાણી શોભતાં હતાં.

(46) As king Dilipa and his wife proceeded further in very simple and pure dresses, they looked very beautiful like an union, at the approach of spring (*i.e.* after the relief from mist), of chitra—a brilliant and beautiful star and of moon.

**तत्तद्भूमिपतिः पत्न्यै दर्शयन्प्रियदर्शनः ।**
**अपि लङ्घितमध्वानं बुबुधे न बुधोपमः ॥ ४७ ॥**

**પદચ્છેદઃ**—तत् तत्= જે જે નવિન જોવામાં આવ્યું તે તે. भूम्याः पतिः—भूमिपतिः=દિલીપ. पत्न्यै=રાણીને दर्शयति इति दर्शयन्=બતાવતો. प्रियं दर्शनं यस्य सः प्रिय दर्शनः=દર્શન કરવા લાયક. अध्वानं=માર્ગને. अध्वानम् लङ्घितम् अपि=માર્ગને વટી ગયા તોપણ—આશ્રમ પાસે આવ્યા તોપણ. न बुबुधे=ખબર પડી નહીં. बुधः उपमा यस्यः सः=સારી ઉપમા-વાળો—અનુપમ દિલીપ રાજા.

અર્થ—તે પૃથ્વીપતિ-દર્શન કરવા યોગ્ય-તથા અનુપમ-દિલીપરાજા રસ્તામાં જે જે કાંઇ નવીન હતું તે તે પોતાની રાણીને બતાવતો હતો અને એવા આનંદમાં હતો કે કેટલો રસ્તો વટી ગયા તે પણ તેને ખબર પડી નહીં.

(47) King Dilipa—the lord of the earth, of agreeable appearance and who looked like a wise man and who was showing to his wife all what he saw charming—was so much delighted that he was, even unaware of the length of the road he had passed.

**सः दुष्प्रापयशाः प्रापदाश्रमं श्रान्तवाहनः ।**
**सायं संयमिनस्तस्य महर्षेर्महिषीसखः ॥ ४८ ॥**

**પદચ્છેદઃ**—सः=તે. । दुःखेन प्राप्तुम् शक्यं दुष्प्रापम्—दुष्प्रापं यशः यस्य सः—दुष्प्रापयशाः=દુઃખ ભોગવતા છતાં પણ જેના સરખો યશ અન્યને ન મળી શકે એવો દિલીપ રાજા. यशस् ના રૂપ चंद्रमस् ના જેવા થાય છે. ।

प्रापत् પ્રાપ્ત કરતો હતો.–પહોંચ્યો હતો । आश्रमम्=આશ્રમને; આશ્રમમાં श्रान्तानि वाहनानि यस्य सः श्रान्तवाहनः=જેના ઘોડા થાકી ગયા હતા તે રાજા । सायं=સાયંકાળે. संयमः अस्ति यस्य सः संयमी–तस्य–संयमिनः સંયમ પાળનાર. तस्य=તેના महाश्चासौ ऋषिश्च–महर्षिः–तस्य–महर्षेः=મોટા રૂષિના. महिष्याः सखा यः सः महिषीसखः=રાણીનો સખા–સાથી–રાજા.

અર્થ—જેની કીર્તિને કોઈ ન પહોંચી શકે તેવો મોટી કીર્તિવાળો દિલીપ તેની રાણી તથા થાકેલા ઘોડા સહિત, સંયમ એજ જેમનું દ્રવ્ય છે એવા મોટા વસિષ્ઠ રૂષિના આશ્રમમાં સાયંકાળે આવ્યો.

(48) King Dilipa who was of unrivalled fame, came in the evening with his wife and horses fatigued in the hermitage of the great sage who had controlled his mind and passions.

वनान्तरादुपावृत्तैः, समित्कुशफलाहरैः ।
पूर्यमाणमदृश्याग्निप्रत्युद्यातैस्तपस्विभिः ॥ ४९ ॥

પદચ્છેદ:–वनान्तरात्=બીજા વનોમાંથી. उपावृत्तैः=પાછા ફરેલાઓથી. समिधश्च कुशांश्च फलानि च–समित्कुशफलानि–तानि आहर्तुम् शीलं येषाम् ते समित्कुशफलाहराः–तैः–समित्कुशफलाहरैः=સમિધો, કુશ તથા ફળો લાવનારાઓથી. पूर्यमाणम् પુરાએલું, ભરાએલું. ( पूर्यते इति पूर्यमाणः तम् पूर्यमाणम् ). अदृश्याश्च ते अग्नयश्च–अदृश्याग्नयः–तैः=प्रत्युद्याता ( प्रति+उत्+या ) अदृश्याग्निप्रत्युद्याताः तैः–अदृश्याग्निप्रत्युद्यातैः=યજ્ઞોના ઉંડા ખાડામાં રહેલી અગ્નિથી પાસે બોલાવેલા–પાસે ખેંચાએલા–રૂષિઓથી–તેને વધારે સ્પષ્ટ રૂપમાં કહીએ તો સાયંકાળ વખતે હોમાદિ ક્રિયા કરવા માટે અગ્નિ પાસે ભેળા થયેલા રૂષિઓથી. तपस्विभिः=તપ કરનારા રૂષિઓથી.

અર્થ—જે વખતે (સાયંકાળે) રાજા દિલીપ આશ્રમમાં આવ્યો ત્યારે આસપાસના બીજા વનમાંથી સમિધ, કુશ તથા ફળો લઈ આવનાર તે આશ્રમના વાસીઓ જેઓ રાત્રી પડવાને લીધે પાછા ફર્યા હતા તેમનાથી તથા તે આશ્રમમાં જે રૂષિઓ હાજર હતા અને સાયંકાળના હોમ વિગેરે ક્રિયાઓ કરવા માટે પોતપોતાના અગ્નિકુંડમાં–ઉંડા રહેલા અગ્નિ પાસે આવી પહોંચ્યા હતા તે તપસ્વિઓથી તે આશ્રમ ભરાએલું હતું.

(49) At the time when Dilipa came to the hermitage, that place was full of inmates—who returned home from their rambles in the forest, in quest of sacrificial wood, sacred grass of kusha and fruits and also by those pious men who had come to their sacred fire to perform evening Ceremonies. The fire having been in deep Home-place (यज्ञकुंड) was not visible.

**आकीर्णमृषिपत्नीनामुटजद्वाररोधिभिः ।**
**अपत्यैरिव नीवारभागधेयोचितैर्मृगैः ॥ ५० ॥**

**પદચ્છેદ:**-आकीर्णम्=વ્યાપ્ત-' આશ્રમ ' શબ્દનું વિશેશણ છે.। ऋषीणाम् पत्न्यः-ऋषिपत्न्यः तासाम्-ऋषिपत्नीनाम्=ૠષિ પત્નીઓના, उट=પર્ણ.। उटैः जातानि-उटजानि=પર્ણોથી બનેલી પર્ણશાળાઓ.। उटजानाम् द्वाराणि-उटजद्वाराणि-उटजद्वाराणि रुन्धन्ति इति-उटजद्वाररोधीनि तैः उटजद्वाररोधिभिः=પર્ણશાળાના દ્વારની આડા ઉભા રહેનારા ( મૃગો ) થી.। अपत्यैः इव=જાણે બાળકો ન હોય તેવા ( મૃગો )થી.। नीवार ધાન્ય, અનાજ. नीवाराणाम् भागधेयः नीवारभागधेयः-तस्य उचितानि-नीवार भागधेयोचितानि-तैः नीवारभागधेयोचितैः-ધાન્યના ભાગને લેવા લાયક ( મૃગો )થી.। मृगैः=મૃગોથી.

**અર્થ**—( ગયા શ્લોકમાં આશ્રમ માણસોથી કેવી રીતે વ્યાપ્ત હતું તે બતાવ્યું હવે આ શ્લોકમાં આશ્રમ મૃગોથી કેવી રીતે વ્યાપ્ત હતું તે બતાવે છે). તે વખતે (સાયંકાળે) જેમ બાળકો આંગણામાં રમે છે અને અનાજમાંથી યોગ્ય ભાગ પડાવે છે તેમ ૠષિ પત્નિની પર્ણશાળાના બારણાં મૃગોથી ઘેરાઈ ગયાં હતાં, અને તે વખતે મૃગોને અનાજમાંથી મળતો યોગ્ય ભાગ પણ તેમને અપાતો હતો.

(50) At that time—as children play before our doors and get their (usual) proper portion of the food—so the hermitage was full of domesticated deer—who were flocking before the cottage doors of the wives of Rishis, who used to give them handfuls of निवार corn.

**सेकान्ते मुनिकन्याभिस्तत्क्षणोज्झितवृक्षकम् ।**
**विश्वासाय विहंगाना, मालवालाम्बुपायिनाम् ॥ ५१ ॥**

પદચ્છેદ:—सेकस्य अन्तः—सेकान्तः तस्मिन्—सेकान्ते=( सेकम् पु.= વૃક્ષને પાણી પાવું તે. ) વૃક્ષને પાણી પાયા પછી તુરત—વૃક્ષના કયારા ભર્યા પછી તુરત. मुनीनाम् कन्याः मुनिकन्याः ताभिः—मुनिकन्याभिः= મુનિઓની કન્યાઓથી. तत्क्षणम्=તે ક્ષણેજ. तत् क्षणम् उज्झिताः वृक्षाः यस्मिन् सः—तत्क्षणोज्झितवृक्षकः तम् तत्क्षणोज्झितवृक्षकम्=તુરત તે વૃક્ષોને તજી દેવાનું કાર્ય થઇ રહ્યું છે તે આશ્રમ विश्वासाय=પાણી પાયા પછી વિશ્વાસને માટે. विहंगानाम्=પક્ષિઓના ( વિશ્વાસ માટે ). ( હવે પછી તેનું વિશેશણ આવે છે. ) आलवालः=કયારો. आलवालेषु अम्बु पिबन्ति इति—आलवालाम्बुपायिनः—तेषाम्—आलवालाम्बुपायिनाम्=વૃક્ષના કયારાઓમાંથી જળ પીવાવાળા (પક્ષિઓ) ના (વિશ્વાસ માટે).

અર્થ—આ વખતે એટલે જ્યારે દિલીપ ત્યાં પહોંચ્યો તે વખતે, મુનીની કન્યાઓ નાના છોડોને પાણી પાઈ રહી હતી અને પાણી પાયા પછી તુરત તે છોડોના કયારામાંથી જળ પીવાવાળા પક્ષિઓના વિશ્વાસ માટે તે વૃક્ષોને તજીને દૂર જતી હતી તેવા આશ્રમ પાસે દિલીપ રાજા આવ્યો.

(51) At that time when Dilipa came to the hermitage, the daughters of Munis were returning after watering the trees in order that the little birds, that used to drink water from the water-beds at the foot of the plants, may not be afraid of their presence.

आतपात्ययसंक्षिप्त, नीवारासु निषादिभिः ।
मृगैर्वर्तितरोमन्थमुटजाङ्गनभूमिषु ॥ ५२ ॥

પદચ્છેદ:—आतपः=તડકો. अत्ययः=નાશ. संक्षिप्ताः=એકઠા કરેલા, સંકેલી લીધેલા. आतपस्य अत्ययः आतपात्ययः तस्मिन्—आतपात्यये;—आतपात्ययेसंक्षिप्ताःनिवाराः यासु ताः—आतपात्ययसंक्षिप्तनिवाराः—तासु—आतपात्ययसंक्षिप्तनिवारासु=તડકો જતો રહેવાથી તડકે સુકવેલા નિવાર નામના ધાન્યને જે જગ્યાએ સંકેલી લીધું છે તે જગ્યાઓમાં ( આ બીજા પદના भूमिषु શબ્દનુ વિશેશણ છે ) निषादिभिः मृगैः=બેસી ગએલા મૃગોથી. वर्तित रोमन्थं यस्मिन् सः वार्तितरोमन्थः तम्—वर्तितरोम-

न्यम्=વાગોળવાનું કાર્ય શરૂ થઇ ગયું છે તે આશ્રમ. उटजानाम् अङ्ग-नानि–उटजाङ्गनानि–तेषाम् उटजाङ्गनानाम्–उजटाङ्गनानाम् भूमयः–उटजाङ्गन भूमयः–तासु–उटजाङ्गन भूमिषु=પર્ણશાળાના આંગણાની ભૂમિમાં.

**અર્થ**—તે વખતે સૂર્યનો તડકો જતો રહેવાથી તડકે સુકવેલા દાણાને જે જગ્યાએથી સંકેલી લીધા હતા, તેવી પર્ણશાળાના આંગણામાં આવેલી જમીન ઉપર બેઠેલા મૃગોએ વાગોળવાનું કાર્ય શરૂ કરી દીધું હતું તે આશ્રમની પાસે દિલીપ રાજા આવ્યો.

(52) At sunset when the **निवार** grains that were scattered about were being collected from the cottage yard, the deer lay ruminating there.

**अभ्युत्थिताग्निपिशुनैरतिथीनाश्रमोन्मुखान् ।**
**पुनानं पवनोद्धूतैर्धूमैराहुतिगन्धिभिः ॥ ५३ ॥**

**પદચ્છેદ:**–अभ्युत्थिताः=સળગેલા. अभ्युत्थिताश्च ते अग्नयश्च–अभ्युत्थिताग्नयः–तेषाम् पिशुनाः अभ्युत्थिताग्निपिशुनाः तैः अभ्युत्थिताग्नि पिशुनैः=અગ્નિ પ્રજવલીત થયો છે એવું સુચવતા ( ધુમાડા ) થી. अतिथीन्=(नास्ति तिथिः आगमने–येषाम् ते अतिथयः तान्–अतिथीन्) અચાનક આવેલાને. आश्रमस्य उन्मुखाः–आश्रमोन्मुखाः–तान्–आश्रमोन्मुखान्=આશ્રમની પાસે આવેલા ( અતિથી ) ને. पुनीते इति पुनानः–तम्–पुनानं=પવિત્ર કરતો હતો એવો આશ્રમ. पवनेन उद्धूताः पवनोद्धूताः तैः पवनोद्धूतैः=પવને ઉડાડેલા ( ધૂમાડા ) થી. धूमैः=ધૂમાડાથી. आहुतीनाम् गन्धः अस्ति येषाम्–आहुतिगन्धिनः–तैः–आहुतिगन्धिभिः=આહુતિઓની જેમાં સુગંધી છે તેવા ( ધુમાડા ) થી.

**અર્થ**—અગ્નિ સળગી છે એવું સુચવતા, પવનથી ઉડાડેલા તથા આહુતિની સુગંધીવાળા ધુમાડાથી આશ્રમની નજદીકમાં આવતા અતિથીઓને જે આશ્રમમાં પવિત્ર કરાતા હતા તે આશ્રમ પાસે દિલીપ આવ્યો. (અહીં રાજા અને રાણી અતિથીઓ છે.)

(53) The guests that came to the hermitage were purified by the volumes of smoke, odorous with sacrificial offerings. The smoke thrown about by winds betokened the large flaming fire ( of **होम** ).

**अथ यन्तारमादिश्य, धूर्यान्विश्रामयेति सः ।**
**तामवारोहयत्पत्नीं, रथादवततार च ॥ ५४ ॥**

**પદચ્છેદ:-अथ=આશ્રમ પાસે આવતાં यन्तृ=સારથિ यन्तारम्=સારથીને. आदिश्य=આજ્ઞા કરીને. धुरम् वहन्ति इति धूर्याः तान् धूर्यान्=રથના ઘોડાઓને. विश्रामय=આરામ આપ. इति=એ પ્રમાણે सः=તે રાજા. ताम् पत्नीम्=તે સ્ત્રીને. अवारोहयत्=ઉતારતો હતો-ઉતારતાં મદદ કરતો હતો. रथात्=રથમાંથી. अवततार=પોતે ઉતર્યો. च=અને.**

**અર્થ**—આશ્રમની પાસે આવતાં રથમાં જોડેલા ઘોડાને વિશ્રાંતી આપવાની આજ્ઞા સારથીને આપીને તે રાજા રથમાંથી ઉતર્યો અને પોતાની રાણીને પણ સાચવીને ઉતારી, અગર ઉતરતાં મદદ કરી. (પતિ પોતાની સ્ત્રીને ઉતરતા મદદ કરે તેમાં માન અને પ્રેમ બેઉ સમાએલાં છે).

(54) Arriving near the hermitage, the King ordered the charioteer to stop the horses, himself alighted from the chariot and then helped the queen to alight.

**तस्मै सभ्याः सभार्याय, गोप्त्रे गुप्ततमेन्द्रियाः ।**
**अर्हणामर्हते चक्रुर्मुनयो नयचक्षुषे ॥ ५५ ॥**

**પદચ્છેદ:-तस्मै=તે રાજા પ્રત્યે सभार्याय, गोप्त्रे, अर्हते, तथा नयचक्षुषे આ ચારે શબ્દો तस्मैના વિશેષણો છે. सभायां साधवः सभ्याः=સજ્જન પુરૂષો. भार्यया सहितः सभार्यः-तस्मै-सभार्याय=રાણી સહિત આવેલા રાજાને. गोपायति इति गोप्ता (મૂળ શબ્દ गोप्तृ) तस्मै-गोप्त्रे=રક્ષણ કરનાર રાજા પ્રત્યે. गुप्ततमानि इंद्रियाणि येषाम् ते गुप्ततमेन्द्रियाः=ઇંદ્રીઓને બરાબર નિયમમાં રાખનારાઓ. अर्हणाम्=સત્કારને, પુજાને. अर्हति इति अर्हन्-तस्मै-अर्हते. યોગ્ય પુરૂષ-રાજા-પ્રત્યે. चक्रुः કરી. मुनयः=મુનીઓ. नयः एव चक्षुः यस्य सः नयचक्षुः-तस्मै-नयचक्षुषे=જેની આંખોમાં ન્યાય છે એવો-ન્યાય-દ્રષ્ટિવાળા રાજા પ્રત્યે.**

**અર્થ**—જેઓ ઇંદ્રિઓને કબજે રાખે છે તથા જેઓ સભ્ય છે તેવા મુનિયોએ તે રાણી સહિત આવેલા-રક્ષણ કરનાર સત્કારને લાયક તથા ન્યાય દ્રષ્ટિવાળા રાજાનો સત્કાર કર્યો.

(55) Wise ascetics pre-eminent in the virtues of self-control gave a hearty welcome to King Dilipa with his wife. They found in him a good protector besides a deserving and a just ruler.

**विधेः सायंतनस्यान्ते, स ददर्श तपोनिधिम् ।**
**अन्वासितमरुन्धत्या, स्वाहयेव हविर्भुजम् ॥ ५६ ॥**

**પદચ્છેદઃ**—सायंभवः-सायंतनः=સાયંકાળમાં કરવા યોગ્ય. **सायंतनस्य विधेः अन्ते**=સાયંકાળમાં કરવા યોગ્ય ક્રિયાના અંતમાં એટલે તે ક્રિયા થઇ રહ્યા પછી. **सः** તે રાજા. **ददर्श**=જોતો હતો. **तपसाम् निधिः तपोनिधिः**—तम्-तपोनिधिम्=તપ એજ જેનો ખજાનો છે એવા વસિષ્ઠને. अनु+आस्+इ+त=अन्वासितः—तम्—अन्वासितम्=સેવાતા વસિષ્ઠને. **अरुन्धत्या**=વસિષ્ટની સ્ત્રી અરૂંધતીથી. **स्वाहया इव**=અગ્નિની સ્ત્રી સ્વાહાની માફક. **हविः भुनक्ति इति हविर्भुक् तम् हविर्भुजम्**=અગ્નિને.

**અર્થ**—સાયંકાળની ક્રિયા થઇ રહ્યા પછી તપના ભંડાર તથા અગ્નિની સ્ત્રી સ્વાહા જેમ અગ્નિને સેવે છે તેમ અરૂન્ધતીથી સેવાતા વસિષ્ઠ (અથવા અરૂંધતી જેની પાસે બેઠી છે એવા વસિષ્ઠ) ગુરૂ પાસે તે દિલીપ રાજા આવ્યો. (ધર્મશાસ્ત્ર અગર ધર્મક્રિયા થતી હોય ત્યાં વંદન વિગેરે શિષ્ટાચારથી તે ક્રિયામાં ખામી ન કરવાનો વિવેક સૂચવે છે.)

(56) After the evening prayers the King appeared before that sage who was like a treasure of asceticism and who was served by (his wife) **अरुन्धति** as God fire is served by his wife **स्वाहा**.

**तयोर्जगृहतुः पादान्राजा राज्ञी च मागधी ।**
**तौ गुरुर्गुरुपत्नी च, प्रीत्या प्रतिननन्दतुः ॥ ५७ ॥**

**પદચ્છેદઃ**—**तयोः पादान्**=ગુરૂ તથા ગુરૂ પત્નીના પગોને-ચરણોને. **जगृहतुः** ગ્રહણ કર્યા, પકડયા. **राजा राज्ञी च मागधी**=રાજા તથા મગધદેશના રાજાની પુત્રી જે રાણી સુદક્ષિણાએ. **तौ**=રાજા તથા રાણીના ઉપર. **गुरुः गुरुपत्नी च**=ગુરૂ તથા ગુરૂ પત્ની (આ બે કર્તા છે.)

**प्रीत्या=પ્રીતિથી प्रतिननन्दतुः=( મુળમાં प्रति+नन्द् ) સામા રાજી થતા. હતા. હર્ષ પામતા હતા.**

**અર્થ**—રાજા તથા મગધ દેશના રાજાની પુત્રી જે અહીં રાણીરૂપે હતી તે બેઉએ ગુરૂ તથા ગુરૂ પત્નિના ચરણાર્વીંદ પકડયા. (એમ સૂચવ્યું કે તમારા શરણનો અમારે આશરો છે) તે જોઈને ગુરૂ તથા ગુરૂપત્નિ તે રાજા રાણી ઉપર ઘણાજ ખુશી થયા.

(57) King Dilipa and his wife–the daughter of the Magadha King, bowed down to the feet of the holy preceptor and his wife who both in their turn gave a loving welcome to them ( King & Queen ).

**तमातिथ्यक्रियाशांतरथक्षोभपरिश्रमम् ।**
**पप्रच्छ कुशलं राज्ये, राज्याश्रममुनिं मुनिः ॥ ५८ ॥**

**પદચ્છેદઃ–तम्=તે રાજાને. आतिथ्यस्य क्रिया–आतिथ्यक्रिया=સત્કારની ક્રિયા. आतिथ्यक्रियया शांतः रथक्षोभपरिश्रमः यस्य सः=आतिथ्यक्रियाशांतरथक्षोभपरिश्रमः तम् आतिथ्यक्रियाशांतरथक्षोभपरिश्रमं=( रथस्य–क्षोभः रथक्षोभः–रथक्षोभेण परिश्रमः यस्य सः रथक्षोभपरिश्रमः तम् रथक्षोभपरिश्रमम् )=આતિથ્ય ક્રિયાથી જેનો રથના ક્ષોભથી થએલો પરિશ્રમ શાંત થઈ ગયો છે એવા દિલીપને पप्रच्छ=પૂછયું राज्ये कुशलं=રાજ્ય સંબંધી કુશળ. राज्यम् एव आश्रमः–राज्याश्रमः तस्मिन् मुनिम्–मुनितुल्यं इति अर्थः=રાજ્યરૂપી આશ્રમમાં મુનિ જેવું જીવન ગાળનાર. રાજાને. मुनिः=વસિષ્ઠે.**

**અર્થ**—રથના ખળભળાટથી થએલા પરિશ્રમને શાંત કરે એવી આતિથ્ય ક્રિયા થયા પછી, રાજ્યમાં રહીને પણ પવિત્ર મુનિના જેવું જીવન ગાળનાર તે દિલીપરાજાને વશિષ્ઠ મુનિએ તેના રાજ્ય સંબંધી કુશળ સમાચાર પુછયા.

(58) After the King had recovered from the effects of the fatigue ( caused by the joltings of the chariot), through the kind hospitality of sages, Guru Vasishtha asked the King, who led his life of King like a sage, whether everything fared well in his kingdom.

**अथाथर्वनिधेस्तस्य, विजितारिपुरःपुरः ।**
**अर्थ्यामर्थपतिर्वाचमाददे वदतां वरः ॥ ५९ ॥**

**પદચ્છેદ:**—अथ=કુશળ પ્રશ્ન પૂછયા પછી. अथर्वस्य निधिः अथर्वनिधिः तस्य—अथर्वनिधेः=અથર્વ વેદ રૂપિ જેની પાસે ભંડાર છે તે વસિષ્ટની. अरीणाम् पुरः ( મુળ पुर् શબ્દ સ્ત્રીલીંગે છે ) अरिपुरः—विजिताः अरिपुरः येन सः—विजितारिपुरः=જેણે દુશ્મનોના નગરો જીત્યા છે એવો દિલીપ રાજા. पुरः=આગળ, સમક્ષ ( એ तस्य નું વિશેષ છે ) अर्थ्या=(સ્ત્રીલીંગે)=અર્થથી યુક્ત. તેનું દ્વિતીયાનું એક વ. अर्थ्याम् અને તે वाचम् શબ્દનું વિશેશણ છે. अर्थ्याम् वाचम्=અર્થવાળી વાણીને. अर्थस्य पतिः—अर्थपतिः=ધનવાન, આ ઠેકાણે રાજા દિલીપ. आददे=બોલ્યો. वदतां वरः=वक्तॄणां वरः=વકતાઓમાં શ્રેષ્ટ એવો દિલીપ રાજા.

**અર્થ**—કુશળ પ્રશ્ન પૂછયા પછી–અથર્વવેદરૂપી જેમની પાસે ભંડાર છે એવા તે વસિષ્ઠ મુનીની સમક્ષ જેણે દુશ્મનો પાસેથી તેઓના નગરો જીતી લીધાં છે તથા જે લક્ષ્મીનો પતિ છે તથા જે વક્તાઓમાં શ્રેષ્ઠ છે એવો દિલીપરાજા અર્થયુક્ત વાણીને બોલ્યો.

(59) Afterwards King Dilipa–the master of wealth, the best of the eloquent and conqueror of the cities of his enemies–spoke, in words replete with sense, to Guru Vasishtha, the master of Atharva Veda.

**उपपन्नं ननु शिवं, सप्तस्वङ्गेषु यस्य मे ।**
**दैवीनाम् मानुषीणाम् च, प्रतिहर्ता त्वमापदाम् ॥ ६० ॥**

**પદચ્છેદ:**—शिवं उपपन्नं=કલ્યાણથી યુકત. ननु=ચોકસ. सप्तसु अङ्गेषु=સાત અંગોમાં. यस्य मे=હું કે જેનું. देवेभ्यः आगताः दैव्यः (नदी જેવાં રૂપ છે ) तासाम्—दैवीनाम्=દેવોથી અપાએલા. मनुष्येभ्यः आगताः मानुष्यः (નદી જેવા રૂપ છે) तासाम्—मानुषीणाम् મનુષ્ય તરફથી અપાએલા च=અને. प्रतिहर्ता મુળશબ્દ प्रतिहर्तृ=નાશ કરનાર त्वम्=આપ, તમો. आपदाम्=આપદાને, દુઃખને.

**અર્થ**—જ્યાં સૂધી દેવ તરફથી અગર મનુષ્યો તરફથી થતાં દુઃખોના આપ નાશ કરનાર છો ત્યાં સૂધી મારા રાજ્યના સાતે અંગોમાં હું કલ્યાણ-આબાદિ સહિત રહુંછઉં. ( રાજ્યના સાતે અંગો–‘ **स्वाम्यमात्यसुहृत्कोषराष्ट्रदुर्गबलानि च । सप्ताङ्गानि ’ इत्यमर ।** અર્થ—અમરકોષમાં આપેલા રાજ્યના સાત અંગના નામો–૧ રાજા, ૨ કારભારી, ૩ સ્નેહીમંડળ–કુટુંબ, ૪ ભંડાર, ૫ દેશ, ૬ કીલ્લા, ૭ સેના. )

(60) King Dilipa spoke "when you are the destroyer of all my dangers, human as well as divine, all the seven departments of my state would remain prosperous.

**तव मन्त्रकृतो मन्त्रैर्दूरात्प्रशमितारिभिः ।**
**प्रत्यादिश्यन्त इव मे, दृष्टलक्ष्यभिदः शराः ॥ ६१ ॥**

**પદચ્છેદ:**–**तव**=આપનું.**मंत्रान् करोति इति मन्त्रकृत्–तस्य मन्त्रकृतः**=મંત્ર બનાવનારના **मन्त्रैः**=મંત્રોથી. **दूरात्**=દુરથી જોઇ ન શકાય તેવી રીતે. **प्रशमिताः अरयः यैस्ते–प्रशमितारयः तैः प्रशमितारिभिः**=જેણે દુશ્મનોને શાંત કર્યા છે એવા ( મંત્રો ) થી. **प्रति+आ+दिश्–प्रत्यादिश्यन्तः शराः** બાણો તુચ્છકારાતા હતા, બાણોની કીંમત ઓછી અંકાતી હતી. **इव**=જાણે. **मे**=મારાં. **दृष्टं च तत् लक्ष्यञ्च–दृष्टलक्ष्यं–दृष्टलक्ष्यं भिन्दन्ति इति दृष्टलक्ष्यभिदः**=જોયેલા નિશાન વિંધનારા ( અમારા બાણો ).

**અર્થ**—રાજા દિલીપ આગળ બોલ્યો કે આપ કે જે મંત્રોની સંહિતા બનાવનાર છો તેમના–દુરથી પણ શત્રુઓને શાંત કરી દે એવા મંત્રોથી–મંત્રો આગળ, માત્ર જોએલાનેજ વિંધી શકે એવા અમારા બાણો કાંઈ હિસાબમાં નથી–તુચ્છકારાય છે.

(61) ( Dilipa further said:— )

You are the composer of the hymns of Vedas which are powerful enough to thwart my enemies even from a distance. My arrows,–therefore, which can pierce only those who came within their mark, are not so useful as your hymns are.

**हविरावर्जितं होतस्त्वया विधिवदग्निषु ।**
**वृष्टिर्भवति सस्यानामवग्रहविशोषिणाम् ॥ ६२ ॥**

**પદચ્છેદ:**–हे होतः હે હોમ ક્રિયાના કરનાર ગુરૂ વસિષ્ઠ ! आवर्जितं हविः=સમિધ વિગેરે હોમેલું त्वया=આપનાથી. विधिवत्=વિધિ પ્રમાણે. अग्निषु=અગ્નિમાં. वृष्टिः भवति=વરસાદ બને છે–વરસાદના રૂપમાં પાછું આવે છે. सस्यानाम्=અનાજના अवग्रहः=પ્રતિકુળગ્રહ; વરસાદ ન આવવા દે એવો ગ્રહ. अवग्रहेण विशोषीणि–अवग्रहविशोषीणि–तेषाम्–अवग्रहविशोषिणाम्. ( મુળ શબ્દ विशोषिन् નપુંસકલીંગ તેનારૂપ मनोहारिन् ના જેવાં થાય છે. તેનો અર્થ–સુકાતા ધાસ અગર છોડો )=પ્રતિકુળ ગ્રહોને લીધે સુકાતા છોડોના ( ધાન્યો. )

**અર્થ**—હે હોમ કરાવનાર ગુરૂ વસિષ્ઠજી ! વિધિપૂર્વક અગ્નિમાં આપથી હોમેલા સમિધો ઘી વીગેરે, પ્રતિકુળ ગ્રહોથી સુકાઈ જતા છોડવાઓના ધાન્યના લાભ માટે વરસાદરૂપે પાછા ફરે છે. એટલે આપની ક્રિયાથી વરસાદ વરસે, ધાન્ય પાકે અને ધાન્ય પાકવાથી પ્રજા સુખી રહે છે. મનુભગવાન કહે છે કે–**अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते । आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः॥** તેનો પણ ઉપર પ્રમાણેજ અર્થ થાય છે.

(62) (The King goes on saying:—)

Oh, Priest! the holy offerings-given by you, according to Vaidik rules, to the sacrificial fire-become converted into rain, *i.e.* come back to earth in shape of rain to nourish the parched-up crops.

**पुरुषायुषजीविन्यो, निरातङ्का निरीतयः ॥**
**यन्मदीयाः प्रजास्तस्य, हेतुस्त्वद्ब्रह्मवर्चसम् ॥ ६३ ॥**

**પદચ્છેદ:**–पुरुषस्य आयुः–पुरुषायुषम्–पुरुषायुषं जीवन्ति इति पुरुषायुषजीवन्यः ( नदी જેવાં રૂપ છે. સમાસના નિયમ પ્રમાણે ष् માં अ મળતાં ष થયો છે ).=પુરૂષના આયુષ્યને એટલે સો વરસ સુધી જીવનારા પ્રજાજનો. ('शतायुर्वै पुरुषः' इतिश्रुतेः=પુરૂષની આયુષ્ય સો વરસની છે એવું શ્રુતિનું વચન છે ). निर्गतः आतङ्कः याभ्यः ता निरातङ्काः=ભય રહિત થએલી પ્રજા–એટલે પ્રજાજનો–( સ્રી લીંગ અને प्रजाःનુ વિશેશણ છે. निर्गताः इतयः याभ्यः ताः निरीतयः જેની ઇતિઓ ગએલી છે

તે પ્રજા. ઇતિઓ એટલે પીડાઓ અગર આફતો. ( કામનક નામના શાસ્ત્રમાં કહે છે કે अतिवृष्टिरनावृष्टिर्मूषिकाः शलभाः शुकाः । अत्यासन्नाश्च राजानः षडेता ईतयः स्मृताः ॥ તેનો અર્થ–ઘણો વરસાદ, વરસાદ બીલકુલ નહીં, ખેતરોમાં ઉંદરો ટીડો અગર પોપટ વિગેરે પક્ષીઓથી થતું નુકશાન તથા રાજા સેના સહિત આવ્યો હોય તો ખેતરોના પાકને કચરી નાંખી નુકશાન કરે તે પ્રમાણે છ આફતોને ઇતિ કહે છે. ) यत् मदीयाः प्रजाः આ પ્રમાણે મારી પ્રજા (સુખી ) છે. तस्य हेतुः=તે તમામનું કારણ. त्वत्=तव=આપના ब्रह्मणः ( બ્રહ્મનું ) वर्चसम्=ब्रह्मवर्चसम् મુળ वर्चस्=તેજ (व्रताध्ययन संपत्तिः)=ब्रह्मवर्चसम्=બ્રાહ્મણ તરીકે પાળેલા ધર્મનું તેજ.

**અર્થ**—મારી પ્રજા સો વરસનું આયુષ્ય ભોગવે છે, ભય રહિત છે, તથા ખેતીવાડી સબંધી ( ઉપર જણાવેલા છ પ્રકારોના ) ભય ભોગવતી નથી તે તમામનું કારણ મારા સમજવા પ્રમાણે આપનું તપોબળ છે.

(63) My subjects live for 100 years, *i.e.* to the full age of man without any fear from dangers or losses; It is my firm belief that this good result comes only from the influence of your religious austerity and study of Vedas.

**त्वयैवं चिन्त्यमानस्य, गुरुणा ब्रह्मयोनिना ।**
**सानुबन्धाः कथं न स्युः, संपदो मे निरापदः ॥ ६४ ॥**

**પદચ્છેદ:**–त्वया एवं ઉપર જણાવ્યા પ્રમાણે આપનાથીજ. चिन्त्यते असौ चिन्त्यमानः तस्य–चिन्त्यमानस्य=ચિંતા કરાતો–સંભાળ રખાતો એવો હું તેના. गुरुणा=ગુરૂથી ब्रह्मा योनि र्यस्य सः–ब्रह्मयोनिः तेन–ब्रह्मयोनिना–ब्रह्मपुत्रेण=બ્રહ્માના પુત્રથી.सानुबन्धेन सहिताःसानुबन्धाः–अविच्छिन्नाः=અચળ (તેનો संपदः શબ્દ સાથે સબંધ છે ).कथं न स्युः=કેમ ન થાય ! संपदः=સંપત્તિઓ, આબાદી मे=મારી ( આ શબ્દ चिन्त्यमानस्य તથા निरापदः ની સાથે સબંધ રાખે છે ). निर्गताः आपदः यस्य सः निरापद् तस्य–निरापदः=દુઃખ રહિત.

**અર્થ**—આપ કે જે બ્રહ્માના પુત્ર છો એવા ગુરૂથી મારા જેવા શિષ્યના હિતની સંભાળ રખાય છે અને હું કે જે દુઃખરહિત છઉં તેની આબાદિ અગર સંપત્તિઓ કેમ અચળ ન બને ! તાત્પર્ય–આપ સરખા બ્રહ્માના પુત્ર અમારા ગુરૂ

છો અને વળી અમારા હિત માટે ચીંતા રાખો છો તેથી અમે દુઃખ રહિત છઇએ અને અમારી આબાદી પણ અવિચળ રહેવાની છે.

(64) How very prosperous a man I have happened to become whose interests are thus looked after by spiritual preceptor, like your good self, the son of Brahma, the creator.

**किंतु वध्वां तवैतस्यामदृष्टसदृशप्रजम् ।**
**न मामवति सद्वीपा, रत्नसूरपि मेदिनी ॥ ६५ ॥**

**પદચ્છેદ:-किंतु=પણ. तव एतस्याम् वध्वां=આ તમારી શિષ્ય વધુ ( રાણી ) માં. अदृष्टा सदृषी प्रजा येन सः-अदृष्टसदृशप्रजः-तम्-अदृष्टस दृशप्रजम् (આ આખો સમાસ माम् શબ્દનો વિશેશણ છે.)=યોગ્ય પ્રજા-સંતાન-જેણે જોયું નથી એવા (મને). माम्=મને. न अवति=न प्रीणाति =રાજી કરતી નથી ( આ શબ્દનો કર્તા मेदनी છે ). द्वीपैः सहिता-सद्वीपा =બેટોવાળી ( પૃથ્વી ). रत्नानि सूयते इति रत्नसूः=રત્નોને ઉત્પન્ન કરનારી ( પૃથ્વી ). अपि=પણ. मेदनी=પૃથ્વી.**

**અર્થ**—પણ આ તમારી શીષ્ય વધુમાં ( એટલે સુદક્ષિણા રાણીમાં ) યોગ્ય સંતાન ન જોવાથી આ દ્વીપો વાળી તથા રત્નો પણ પેદા થાય તેવી પૃથ્વી મને સુખ આપતી નથી. તાત્પર્ય કે રત્નોના કરતાં પણ પુત્ર રત્નની કીંમત મને વધારે જણાય છે અને તે જ્યાં સૂધી નથી ત્યાં સૂધી આ સુખોથી મને સંતોષ થતો નથી.

(65) As I am denied the pleasures of seeing any child from this your daughter-in-law (queen Sudakshina) the whole earth, even with all its islands and hidden treasures does not give me any comfort or mental ease.

**नूनं मत्तः परं वंश्याः, पिण्डविच्छेददर्शिनः ।**
**न प्रकामभुजः श्राद्धे, स्वधासंग्रहतत्पराः ॥ ६६ ॥**

**પદચ્છેદ:-नूनं=ચોકસ. मत्तः परं=મારા મુવા પછી. वंशे उद्भवाः वंश्याः=पितरः=પિતૃઓ. पिण्डस्य विच्छेदः (નાશ)-पिण्डविच्छेदः-पिण्डविच्छेदस्य दर्शिनः-पिण्डविच्छेददर्शिनः=પિણ્ડના નાશને જોનારા. न=નહીં.**

**प्रकामम्=પરિપૂર્ણ રીતે. प्रकामम् भुंजते इति प्रकामभुजः=પરિપૂર્ણ રીતે-સંતોષથી જમનારા. श्राद्धे=पितृकर्मणि=શ્રાદ્ધ ક્રિયામાં. स्वधायाः संग्रहः-स्वधासंग्रहः-तास्मिन् तत्पराः स्वधासंग्रह तत्पराः (स्वधा=પિતૃભોજન અથવા પિંડદાન ). ( संग्रहः=ગ્રહણ કરવું તે )=પિંડદાન ગૃહણ કરવાના કાર્યમાં તત્પર એવા પિતૃઓ.**

**અર્થ**—ખરેખર મારા મુવા પછી પિંડદાનનો નાશ જોનારા—એટલે પિં-ડદાન નહીં મળે એમ સમજનારા—મારા પિતૃઓ-પિંડદાન લેવામાં તત્પર-આસક્ત રાજી છે તોપણ શ્રાદ્ધ સમયમાં આપેલા ભોજનને આનંદથી જમતા નથી. તાત્પર્ય મારે સંતાન નથી તેથી તેઓને પણ ચિંતા થઈ છે.

(66) My venerable ancesters, seeing the total cessation of pinda-offerings after my death, do not now eat to their hearts' content at श्राद्ध ceremony, though they are always auxious to get them ( *i.e.* पिण्ड offerings. )

**मत्परं दुर्लभं मत्वा, नूनमावर्जितं मया ।**
**पयः पूर्वैः स्वनिःश्वासैः, कवोष्णमुपभुज्यते ॥ ६७ ॥**

**પદચ્છેદઃ-मत्परं=મારા મુવા પછી. पयः दुर्लभं मत्वा=જળને દુર્લભ માનીને. नूनमिति तर्के=એવો મને તર્ક થાય છે કે. आवर्जितं मया पयः=મારાથી અપાએલું જળ. पूर्वैः=पितृभिः=પિતૃઓથી स्वनिःश्वासैः= પોતાના નિઃશ્વાસોથી. किंचित् उष्णं-कवोष्णम्=કાંઇક ગરમ-ઉનું. उप-भुज्यते=લેવાય છે, પીવાય છે.**

**અર્થ**—શ્રાદ્ધ ક્રિયા વખતે મારાથી અપાએલું જળ, મારા મુવા પછી દુર્લભ થશે-નહીં મળે-એમ સમજીને મારા પિતૃઓ પોતાના નિઃશ્વાસોથી મારા આપેલા જળને કાંઇક ગરમ કરીને પીતા હોય એવું મને અનુમાન થાય છે.

(67) I think that my ancestors drink water-offered by me-after making it hot by their sighs, only through the consideration that this offer of water will altogether cease after my death.

**सोऽहमिज्याविशुद्धात्मा, प्रजालोपनिमीलितः ।**
**प्रकाशश्चाप्रकाशश्च, लोकालोक इवाचलः ॥ ६८ ॥**

પદચ્છેદ:—सः अहम्=તે હું. इज्या=याग=યજ્ઞો વિગેરે ક્રિયા. इज्यया विशुद्धः आत्मा यस्य सः—इज्याविशुद्धात्मा=યજ્ઞો વિગેરે ક્રિયા કરવાથી જેનો આત્મા શુદ્ધ થયો છે તે હું. लोपः=નાશ, નહીંપણું. प्रजायाः लोपः प्रजालोपः—प्रजालोपेन निमीलितः=સંતાન રહિત હોવાથી ચીમડાઇ ગએલો, શુષ્ક બનેલો અથવા દુઃખી એવો હું. प्रकाशते इति प्रकाशः= ચળકે છે તે પ્રકાશ છે. न प्रकाशते इति अप्रकाशः ન પ્રકાશે તે અંધારૂ. लोक्यते इति लोकः, न लोक्यते इति अलोकः=દેખાય તે લોક અને ન દેખાય તે અલોક—મેરૂ પર્વત. लोकश्च अलोकश्च—लोकालोकौ—लोकालोकौ स्त अत्र लोकालोकः=મેરૂ. इव=જેમ अचलः=મનુષ્યો તથા દેવોનો જ્યાં વાસ છે તે મેરૂ પર્વત.

અર્થ—એક તરફથી યજ્ઞો વિગેરે ક્રિયાથી મારો આત્મા પવિત્ર બનેલો છે અને બીજી તરફ જુવો સંતાન રહિતપણાને લીધે હું દુઃખી છઉં જેવી રીતે મેરૂ પર્વતની એક બાજુએ અંધારૂં રહે છે અને બીજી બાજુએ પ્રકાશ હોય છે તેવી મારી સ્થીતિ છે.

(68) On one hand I have been purified by the performance of sacrificial rites, whiie on the other hand I have been unhappy on account of failure of issue; thus I resemble the mountain Meru—one half of which is lighted and the other half is dark.

लोकान्तरसुखं पुण्यं, तपोदानसमुद्भवम् ।
संततिः शुद्धवंश्या हि परत्रेह च शर्मणे ॥ ६९ ॥

પદચ્છેદ:—लोकान्तरे=परलोके=પરલોકમાં, મુવા પછી अन्यः लोकः लोकान्तरम्—तस्मिन् सुखम् लोकान्तरसुखं=પરલોકમાં સુખ આપનારૂં ( પુણ્ય. ) पुण्यं=પુણ્ય. तपश्च दानं च—तपोदाने—ताभ्याम् समुद्भवम्—तपोदानसमुद्भवम् અથવા ( समुद्भवति अस्मात् इति समुद्भवः ) तपोदानेसमुद्भवः यस्य तत् तपोदान समुद्भवं=તપ તથા દાનમાંથી ઉત્પન્ન થએલું. संततिः=સંતાન, સ્ત્રીલીંગ. शुद्धवंशे भवा शुद्धवंश्या (સ્ત્રીલીંગે). हि=ચોકસ. परस्मिन् इति परत्र—परलोक પરલોક=अस्मिन् इति अत्र—इह=આ લોકમાં. च અને. शर्मणे—सुखाय=સુખ માટે.

**અર્થ**—તપ તથા દાનથી ઉત્પન્ન થએલું જે પુણ્ય તે પરલોકમાં સુખ આપે છે અને પવિત્ર વંશમાં થએલી સંતતિ–પ્રજા–સંતાન–તે પરલોક તથા આલોકમાં સુખને માટે છે.

(69) The result of penance and alms-giving–which is called पुण्य (merit)–gives happiness in the next world while a rightful heir to a family brings about happiness both here and hereafter.

**तया हीनं विधातर्मां, कथम् पश्यन्न दूयसे ।**
**सिक्तं स्वयमिव स्नेहाद्वन्ध्यमाश्रमवृक्षकम् ॥ ७० ॥**

**પદચ્છેદ:**–तया हीनं– संतत्या हीनम्– अनपत्यं माम्=પ્રજારહિત એવા મને. विधातः આ શબ્દ વિધાતૃનું સંબોધન રૂપ છે, તેનો અર્થ હે પેદા કરનાર-ઉત્પત્તિ કરનાર બ્રહ્માના પુત્ર રૂપે. पश्यन्=જોઇને જોતાં. कथम् न दूयसे=શું દુભાતા નથી ? स्वयम् स्नेहात् सिक्तं=પોતે સ્નેહથી પાણી છાંટેલું-પાણી પાએલું અગર ઉછેરેલું. इव=જેમ वंध्यं-अफलम्=ફળ રહિત-રૂતુમાં પણ ફળ ન આવે તેવું. आश्रमस्य वृक्षः–आश्रमवृक्षकः तम् आश्रमवृक्षकं=આશ્રમમાં ઉગેલા વૃક્ષને.

**અર્થ**—આશ્રમમાં પોતાને હાથે પાણી પાઈને ઉછેરેલા વૃક્ષને રૂતુમાં પણ ફળ ન આવે તો તે જોઈ તેને ઉછેરનાર જેમ દુઃખી થાય છે તેમ હે સૃષ્ટિના કર્તા ગુરૂ મહારાજ ! મને સંતાન રહિત જોઈને શું આપ દુભાતા નથી ? દુઃખી થતા નથી ?

(70) I wonder–oh creator ! that you are not pained to see me childless just like one who sees the tree of his hermitage, grown up by himself, failing to bear fruits even at the right season.

**असह्यपीडं भगवन्नृणमन्त्यमवेहि मे ।**
**अरुंतुदमिवालानमनिर्वाणस्य दन्तिनः ॥ ७१ ॥**

**પદચ્છેદ:**–असह्या ( सोढुम् अशक्या ) पीडा यस्य तत्–असह्यपीडं=અસહ્ય પીડા જેમાં છે તેવું. अन्त्यम् ऋणम्–पैतृकम् ऋणम्=છેલ્લું ઋણ-દેવું. भगवन्=હે ભગવાન રૂપી ગુરૂ ! अवेहि=अव+इ =આપ જાણજો. मे=મારૂં अरुः મર્મસ્થાન अरुः तुदति इति अरुंतुदम्=મર્મ-

સ્થાનને છેદી નાંખે એવું. इव=જેમ. आलानम्=( હાથી ) બાંધવાનો સ્થંભ. नास्ति निर्वाणम् यस्य–सः–अनिर्वाणः–तस्य–अनिर्वाणस्य=मज्जन-रहितस्य=સ્નાન રહિત ( હાથી ) ના. दन्तौ स्तः यस्य इति दन्ती–तस्य–दान्तिनः=गजस्य= હાથીના.

નોંધ–માણસોને ત્રણ પ્રકારના ઋણ (દેવું) શાસ્ત્રોએ કહેલાં છે તેમાંથી મુકત થવાને. " ऋणं देवस्य यागेन, ऋषीणां दानकर्मणा। संतत्या पितृलोकानां, शोधयित्वा परिव्रजेत् ॥ " અર્થ–દેવનું ઋણ યજ્ઞો કરવાથી વળે, રૂષિઓનું ઋણ દાન કર્મો કરવાથી વળે પિતૃનું ઋણ સંતતિથી વળે અને પછી સન્યાસ લેવાય.

અર્થ—સ્નાન કરવાની ઈચ્છાવાળા હાથીને તેને બાંધવાનો ખીલો અથવા તેની બંધનસ્થીતિ જેમ દુઃખ આપે છે–મર્મસ્થાન ભેદે છે તેમ મને પણ આ છેલ્લું ઋણ–અસંતતિપણું–દુઃખ આપી રહ્યું છે એ વાત હે ભગવાન્ ! આપ જરૂર જાણજો.

(71) Venerable sage! You will kindly know that this last of my debts, gives too much pain to me; as the state of bondage— at its tying pole—gives pain to an elephant panting for its daily bath. (निर्वाणोत्थानशयनानि त्रीणि गजकर्माणि).

**तस्मान्मुच्ये यथा तात, संविधातुम् तथार्हसि ।**
**इक्ष्वाकूणां दुरापेऽर्थे, त्वदधीना हि सिद्धयः ॥ ७२ ॥**

પદચ્છેદ:–तस्मात् ( कारणात् )=હું સંતતિ વિનાનો છઉં તે કારણથી. (अहम्) मुच्ये=હું મુક્ત થાઉં यथा तथा=જેવી રીતે તેવી રીતે. तात=હે પિતા તુલ્ય ગુરૂ. संविधातुम्=कर्तुम् કરવાને अर्हसि=(આપને)ઘટેછે. इक्ष्वाकोः अपत्यानि पुमांसः–इक्ष्वाकवः–तेषाम्–इक्ष्वाकूणाम्=ઇક્ષ્વાકુ વંશમાં જન્મેલાની એટલે આ વંશમાં થએલા રાજાઓની. सिद्धयः=સિદ્ધિયો. तव अधीनाः त्वदधीनाः ( આ શબ્દ सिद्धयःનું વિશેશણ છે )=આપને આધીન છે. हि=यस्मात्कारणात्=જે કારણથી. दुःखेन आप्तुम् शक्यः दुरापः तस्मिन्–दुरापे–दुष्प्राप्ये=દુઃખથી બની શકે તેવા. अर्थे=અર્થમાં, કાર્યમાં, લાભમાં.

અર્થ—જે કારણથી અમારા ઈક્ષ્વાકુવંશના રાજાઓનો, ગમે તેવા અશક્ય કાર્યોમાં પણ વિજય આપને આધીન છે–એટલે ગમે તેવા અશક્ય કાર્યોમાં પણ અમારા વડીલોને આપેજ સિદ્ધિ આપી છે એ કારણથી, હે પિતાતુલ્ય ગુરૂજી! સંતતિના ઋણમાંથી હું જે રીતે મુક્ત થાઉં તેમ કરવું આપને ઘટે છે.

(72) Oh father-like guru! you rightly deserve to do what can free me from this debt. I request you to do so only because I know the fact that in everything difficult of achievement by the kings of the line of इक्ष्वाकु success has been entirely at your disposal.

**इति विज्ञापितो राज्ञा, ध्यानस्तिमितलोचनः ।**
**क्षणमात्रमृषिस्तस्थौ, सुप्तमीन इव ह्रदः ॥ ७३ ॥**

**પદચ્છેદ:**–इति=એ પ્રમાણે विज्ञापितः=વિનવેલા ( વસિષ્ઠ ). राज्ञा=રાજા દિલીપથી. ध्याने स्तिमिते ( અચળ ) लोचने यस्य सः=ધ્યાનમાં જેના ( બે ) લોચનો અચળ ( સ્થીર ) થઇ ગયાં છે તેવા ( ગુરૂ વસિષ્ઠ ) તેમાં. स्तिम्+इ+त=स्तिमित ભુત કૃ. છે. क्षणम् एव क्षणमात्रम् ક્ષણમાત્રમાં. ऋषिः=વસિષ્ઠ. तस्थौ=સ્થિર થઇ ગયા. सुप्ताः मीनाः यस्मिन् सः ( ह्रदः )–सुप्तमीनः ह्रदः=જે ધરામાં માછલાંઓ સુઈ ગયાં છે–ખળભળાટ કરતા નથી તેવા ધરાની इव=માફક.

અર્થ—જેમ જળના મોટા ધરામાં માછલાંઓ સુતા હોય છે–ખળભળાટ રહિત થયા હોય છે–ત્યારે તે ધરો જેવો શાંત દેખાય છે, તેવી રીતે રાજાથી વિનવાએલા વસિષ્ટ ગુરૂ થોડી વારતો પોતાની બેઉ આંખોને ધ્યાનમાં અચળ કરીને સ્થીર થઈ ગયા.

(73) Guru Vasishta, being thus requested by king Dilipa, remained calm and steady for sometime, in a state of trance (lit. with his eyes closed in deep meditation) like deep waters in which the fish are asleep.

**सोऽपश्यत्प्रणिधानेन, संततेः स्तम्भकारणम् ।**
**भावितात्मा भुवो भर्तुरथैनं प्रत्यबोधयत् ॥ ७४ ॥**

**પદચ્છેદ:**-सः=તે વસિષ્ટે. अपश्यत्=જોયું. प्र+नि+धा+अन= प्रणिधानं-तेन-प्रणिधानेन=चित्तस्य एकाग्र्येण=ચિત્તની એકાગ્રતાથી-ધ્યાનથી. संततेः=સંતતિનું. स्तम्भस्य कारणम्-स्तम्भकारणम्=प्रतिबन्धकारणम् =અટકવાનું કારણ. भावितः आत्मा यस्य सः-भावितात्मा=જેનો આત્મા ભાવિત-જ્ઞાનમય અગર શુદ્ધ છે તે વસિષ્ઠ-આ શબ્દ सः નુ વિશેશણ છે, જે सः, अपश्यत् તથા प्रत्यबोधयत् નો કર્તા છે. भुवः=પૃથ્વીના. भर्तुः= ધણીના એટલે રાજાના. अथ एनं ગુરૂ વસિષ્ટે આ પ્રમાણે ધ્યાનમાં જોયા પછી રાજાને. प्रत्यबोधयत्=બોધ કર્યો-તે સમંધી વાત કરી-ખુલાસો કર્યો.

**અર્થ**—આ પ્રમાણે ધ્યાન ધરીને-ચિત્તની એકાગ્રતાના સાધનથી, શુદ્ધ અંતઃકરણવાળા ગુરૂ વસિષ્ટે તે પૃથ્વીપતિ દિલીપ રાજાને સંતતિ અટકવાનું (ન થવાનું) કારણ જોયું; અને જોયા પછી રાજાને તે સંબંધી ખુલાસો કર્યો.

(74) By means of such deep meditation, Guru Vasistha, who led a holy life, knew the cause which stood as an obstacle in the way of the king's having progeny. When he knew this secret he exposed it before the king.

**पुराशक्रमुपस्थाय, तवोर्वीं प्रतियास्यतः ।**
**आसीत्कल्पतरुच्छायामाश्रिता सुरभिः पथि ॥ ७५ ॥**

**પદચ્છેદ:**-पुरा=પહેલાં, આગલા વખતમાં. शक्रम् उपस्थाय ઈંદ્રને સેવીને-ઈંદ્રિ પાસે જઇને વળતાં. तव उर्वीं प्रति=તારી ભૂમિ તરફ. यास्यति इति यास्यन् ( या+स्य+ભવિષ્યકાળનો પ્રત્યય अत् ભવિષ્ય કૃદંત ) तस्य यास्यतः આવતો એવા તારા ( पथि=રસ્તામાં ) सुरभिः आसीत्=કામધેનુ ગાય બેઠી હતી. कल्पतरोः छाया कल्पतरुच्छाया-ताम् कल्पतरुच्छायाम्=કલ્પતરૂની છાયાને. आश्रिता=આશરો લીધેલી.

**અર્થ**—પહેલાં એક વખત તું ઈંદ્રિ પાસે જઈને પાછો આવતો હોઈશ તે વખતે તારા રસ્તામાં કલ્પતરૂની છાયા નીચે કામધેનુ ગાય બેઠી હશે.

(75) On one occasion when you were returning to your kingdom after waiting upon Indra, the divine cow कामधेनु was sitting at ease in your way under the shade of कल्प tree.

**धर्मलोपभयाद्राज्ञीमृतुस्नातामिमां स्मरन् ।**
**प्रदक्षिणक्रियार्हायां, तस्यां त्वं साधु नाचरः ॥ ७६ ॥**

**પદચ્છેદ:**–धर्मस्य लोपः–धर्मलोपः–धर्मलोपात् भयं धर्मलोपभयं–तस्मात्–धर्मलोपभयात्=ધર્મના લોપથી થતા ભયથી. राज्ञीम्=રાણીને( આ શબ્દ પછીના બે શબ્દોનું વિશેષ છે અને स्मरन् નું કર્મ છે ). इमां=આ. ऋतोः स्नातम् ( સ્નાન ) अस्ति यस्याः सा–ऋतुस्नाता ताम्–ऋतुस्नाताम् =ૠતુ આવ્યા પછી સ્નાન કરીને જે પવિત્ર થઇ છે એવી આ રાણીને स्मरन्=ध्यायन्=યાદ કરતો. प्रदक्षिणस्य क्रिया–प्रदक्षिणक्रिया–तस्याः अर्हा–प्रदक्षिणाक्रियार्हा–तस्यां–प्रदक्षिणाक्रियार्हायाम्=પ્રદક્ષિણા કરવા યોગ્ય ( તે કામધેનુમાં). तस्याम्=તે કામધેનુમાં. त्वं=તેં–તમે साधु–અવ્યય=સત્કાર. न आचरः=કર્યો નહીં.

અર્થ—'ૠતુ આવ્યા પછી સ્નાન કરીને પવિત્ર થએલી સ્ત્રી પાસે, તેના સંગ માટે, પુરૂષે આવવું જોઇએ' એવી જે ધર્મની આજ્ઞા છે તે આજ્ઞાના લોપના ભયથી એટલે રખે હું અત્યારે સ્ત્રી પાસે નહીં જાઉં તો મારો ધર્મ જશે એવા ભયથી–હે દિલીપ ! તે વખતે આ રાણી કે જે ૠતુસ્નાતા હતી તેને યાદ કરતો કરતો રસ્તામાં બેઠેલી કામધેનુ જે પ્રદક્ષણા કરવા યોગ્ય હતી તેનો તેં સત્કાર કર્યો નહીં. તાત્પર્ય તેને તું નમ્યો નહીં.

(76) At that time through fear of being guilty of violatting a sacred duty to your queen—who had taken the bath after monthly illness, you were thinking only of her and failed to pay respect to that cow—who was worthy of the honour of being gone round.

**अवजानासि माम् यस्मादतस्ते न भविष्यति ।**
**मत्प्रसूतिमनाराध्य, प्रजेति त्वां शशाप सा ॥ ७७ ॥**

**પદચ્છેદ:**–अवजानासि=तिरस्करोषि=તું તિરસ્કાર કરે છે. माम् =મને–મારો. यस्मात् (कारणात्)=જે કારણથી–જે કારણમાં ( સંતાતિના કારણમાં ) તું મને ભૂલ્યો છે અથવા તેં મારો તિરસ્કાર કર્યો છે. अतः તે કારણથી હવે પછી. ते प्रजा न भविष्यति=તારે પ્રજા નહીં થાય. मत्=

મારી. प्रसूतिम्=સંતાનને (નંદિનિ). मम प्रसूतिः मत्प्रसूतिः–ताम्–मत्प्रसूतिम् =મારી નંદિની નામની વાછડીને. न आराध्य इति अनाराध्य=असेवयित्वा =નહીં સેવો ત્યાં સુધી. इति सा त्वां शशाप=આ પ્રમાણે તે સુરભિએ તને શાપ આપ્યો હતો.

અર્થ—હે દિલીપ ! તેં સુરભિનો સત્કાર ન કર્યો તેથી તે સુરભિએ એવો શાપ આપ્યો હતો કે “જે કારણ (સંતતિ)માં ગુંચવાઈને તેં મારો અનાદર કર્યો છે એટલે મારો તિરસ્કાર કર્યો છે તે કારણરૂપ–પ્રજા હવે તને, જ્યાં સૂધી તું મારી નંદિનિ નામની વાછડીને શેવીશ નહીં ત્યાં સૂધી થશે નહીં.

(77) Oh, Dilipa ( as you disregarded that cow ) the cow cursed you by saying that "as you disregarded me so will you never have any child until you first propitiate my offspring–Nandini."

सशापो न त्वया राजन्न च सारथिना श्रुतः ।
नदत्याकाशगङ्गायाः, स्रोतस्युद्दामदिग्गजे ॥ ७८ ॥

પદચ્છેદ:–हे राजन्=હે રાજા ! सः शापः=તે શાપ. न श्रुतः=સંભળાયો નહીં. त्वया च सारथिना=તારાથી અને સારથિથી. नदति इति नदत्–तस्मिन्–नदति=અવાજ કરતો, ઘણુઘણાટ કરતા (નદિના ધોધમાં). आकाश गंगायाः=આકાશ ગંગાના स्रोतसि=ધોધમાં–પ્રવાહમાં. उद्दामानः दिग्गजाः यस्मिन् तत्–उद्दामदिग्गजं तस्मिन्–उद्दामदिग्गजे=છૂટા–બંધન રહિત દિશાના હાથીઓ જેમાં છે એવા પ્રવાહમાં.

અર્થ—ઘણુાજ અવાજ કરતા તથા જેમાં દિશાના હાથીઓ છૂટા રહે છે–સ્નાન કરે છે, તે આકાશ ગંગાના પ્રવાહમાં–પ્રવાહને લીધે–તે શાપ, હે રાજા ! તેં તથા તારા સારથિએ સાંભળ્યો નહોતો.

(78) At that time, elephants the keepers of the corners of the heavens were diverting themselves by playing with the waters of the heavenly river (Ganges) consequently the river was roaring with the greater noise, on which account neither you nor your charioteer could hear that curse pronounced by that cow.

ईप्सितं तदवज्ञानाद्विद्धि सार्गलमात्मनः ।
प्रतिबध्नाति हि श्रेयः, पूज्यपूजाव्यतिक्रमः ॥ ७९ ॥

**પદચ્છેદઃ**—आत्मनः ईप्सितं=स्वस्य आप्तुम् इष्टं मनोरथं=પોતાના મનોરથને–ઇચ્છાને.=अर्गलया सहितं सार्गलं=सप्रतिबन्धं=વિઘ્નવાળો (મનોરથ) ને. सार्गलम् विद्धि=વિઘ્નવાળો જાણ. तस्याः अवज्ञा-नात्– तदवज्ञानात्=તે સુરભિના તિરસ્કાર કરવાથી. पूज्यानाम् पूजा–पूज्य पूजा–तस्याः–व्यतिक्रमः (अतिक्रमण=ઉલંઘન)–पूज्यपूजाव्यतिक्रमः= પૂજ્યની પૂજા કરવાના ધર્મનું ઉલંઘન. प्रतिबध्नाति श्रेयः=શ્રેયને અટ-કાવે છે. हि=ચોકસ.

**અર્થ**—હે રાજા ! તેના અપમાનથી તારો (સંતતિ માટે થએલો) મનોરથ વિઘ્નવાળો થયો છે એમ તું જાણ, કારણ કે પુજ્ય પુરૂષોની પુજા કરવાના ધર્મનું ઉલંઘન કલ્યાણને (શ્રેયને) અટકાવે છે.

(79) Oh king, you will now see that the attainment of your desire is put a stop to by the disrespect shown towards that cow, it is clear to imagine that non-payment of homage to those who are worthy of it should thus stand in our way of welfare.

**हविषे दीर्घसत्रस्य, सा चेदानीं प्रचेतसः ।**
**भुजंगपिहितद्वारं, पातालमधितिष्ठति ॥ ८० ॥**

**પદચ્છેદઃ**—हविषे=હોત દ્રવ્યને માટે दीर्घं सत्रं यस्य सः दीर्घसत्रः तस्य दीर्घसत्रस्य=લાંબો વખત પહોંચે એવો યજ્ઞ જેઓએ શરૂ કર્યો છે એવા (વરૂણ) ના. प्रचेतसः=वरुणस्य=વરૂણના. सा इदानीं अधितिष्ठति =તે ગાય અત્યારે રહે છે. च=અને. भुजंगैः पिहितं (બંધ કરાએલા) द्वारं यस्य तत् पातालं=ભુજંગથી જેના બારણાં બંધ કરાએલાં છે એવા પાતાળને (પાતાળમાં સપ્તમીને ઠેકાણે દ્વીતિયા વપરાઇ છે.)

**અર્થ**—તે સુરભિ–ગાય અત્યારે વરૂણના લાંબો કાળ પહોંચે તેવા યજ્ઞના–યજ્ઞમાં હોમવાના–દ્રવ્યને માટે પાતાળ કે જેના દ્વાર સર્પોથી બંધ કરાએલા છે તે પાતાળમાં રહે છે. ગાયના ઘી દુધ વીગેરે યજ્ઞમાં હોમવાના કાર્યમાં આવે છે માટે ગાય ત્યાં છે.

(80) Guru Vasistha said that:—at present that **सुरभि** is staying in the nether regions—the doors of which are shut up

by serpents, for supplying ghee etc. required for the sacrificial ceremony of प्रचेतस् that would last for a long time.

**सुतां तदीयां सुरभेः, कृत्वा प्रातिनिधिं शुचिः ।**
**आराधय सपत्नीकः, प्रीता कामदुघा हि सा ॥ ८१ ॥**

**પદચ્છેદ:**—तस्याः इदं तदीया—ताम् तदीयां—હવે तदीयां सुतां=તે કામધેનુ ગાયની સુતાને એટલે વાછડીને सुरभेः प्रतिनिधिं कृत्वा=કામધેનુની પ્રતિનિધી બનાવીને. शुचिः=પવિત્ર એવો હે રાજા તું. पत्न्या सहितः सपत्नीकः=પત્ની સહિત એવો પણ હે રાજા તું. आराधय=આરાધના કર, સેવા કર—તેનું કર્મ सुतां છે. प्रीता=સેવાથી પ્રસન્ન થએલી. सा=તે. हि=ચોકસ. कामान् दोग्धि इति कामदुघा=મનકામના પરિપૂર્ણ કરી આપનારી ( થશે. )

**અર્થ**—તે કામધેનુ ગાયની વાછરડીને તે ગાયની પ્રતિનિધિ બનાવીને તું કે જે પવિત્ર તથા સ્ત્રી સહિત છે તે, તે વાછરડીનું સેવન કર—સેવાથી પ્રસન્ન થએલી તે જરૂર તારી મનકામના પૂર્ણ કરશે.

(81) Oh king Dilipa! you—who are pure and accompanied by your wife, may worship the daughter of सुरभि as her representative. She too, if pleased will fulfil all your desires.

**इति वादिन एवास्य, होतुराहुतिसाधनम् ।**
**अनिन्द्या नन्दिनी नाम, धेनुराववृते वनात् ॥ ८२ ॥**

**પદચ્છેદ:**—इति=આ પ્રમાણે. वदति इति वादी—तस्य वादिनः=બોલનાર. एव=તરતજ. अस्य=આ ( વસિષ્ઠ ) ના. जुहोति इति होता—तस्य होतुः=हवनशीलस्य=હોમ કરનાર ( વસિષ્ઠ ) ના. आहुतीनाम् साधनम् ( कारणम् )—आहुति साधनम् આહુતિના સાધન રૂપ—સાધન માટે. अनिन्द्या=प्रशस्ता=વખણાએલી, સુપ્રસિદ્ધ. नन्दयति इति नन्दिनी नाम=નન્દિની નામની. धेनुः=ગાય. वनात् आववृते=વનમાંથી પાછી ફરી હતી.

**અર્થ**—આ પ્રમાણે હોમ કરનાર વસિષ્ઠ રૂષિ બોલતા હતા ત્યાંજ (તે વખતેજ) હોમની આહુતિના સાધનરૂપ અને પ્રશંસા કરવા લાયક (ઉપર કહી તે) નંદિની નામની ગાય વનમાંથી (ચરીને) આવી.

(82) When the Priest guru Vasishtha was speaking thus, the cow, known as Nandini—who was worthy of praise and who was the source of offerings, returned home from the forest.

**ललाटोदयमाभुग्नं, पल्लवस्निग्धपाटला ।**
**बिभ्रती श्वेतरोमाङ्कं, संध्येव शशिनं नवम् ॥ ८३ ॥**

**પદચ્છેદ:**—ललाटे उदयः यस्य तत्—ललाटोदयम्=લલાટમાં જેને ઉદય અગર ચળકાટ છે એવું ( अङ्कं ) નિશાન તેને. आभुग्नं=વાંકુ ( નિશાન ) श्वेतरोमाणि एव अङ्कः—श्वेतरोमाङ्कः तम् श्वेतरोमाङ्कं=સફેદ-વાળનું નિશાન. बिभर्ति इति बिभ्रती ધારણ કરતી. पल्लववत् स्निग्धा-पल्लवस्निग्धा—पल्लवस्निग्धा चासौ पाटला ( રકતવર્ણવાળી ) च-पल्लवस्निग्धपाटला=કુણા પાંદડાના જેવી સુકોમળને રકતવર્ણવાળી નન્દિની संध्या+इव नवम् शशिनं=જેમ લાલ સંધ્યા નવા ચંદ્રને એટલે બીજ ત્રીજના ચંદ્રને.

**અર્થ**—જેમ લાલ રંગવાળી સંધ્યા બીજ ત્રીજના ચંદ્રને ધારણ કરે છે ( ધારણ કરીને શોભે છે ) તેમ તે કુણા પાંદડાના જેવી સુકોમળ તથા રક્ત રંગવાળી નન્દિની, તેના લલાટમાં પ્રકાશવાળા વાંકા તથા સફેદ વાળોથી બનેલા નિશાન–ચિન્હને ધારણ કરતી હતી–તેથી તે શોભતી હતી.

(83) As the twilight hour appears pleasant with the new moon, so did Nandini—who was smooth like fresh leaf and also of reddish colour–bear a curved mark of white hair on her forehead.

**भुवं कोष्णेन कुण्डोध्नी, मेध्येनावभृथादपि ।**
**प्रस्नवेनाभिवर्षन्ती, वत्सालोकप्रवर्तिना ॥ ८४ ॥**

**પદચ્છેદ:**—भुवं अभिवर्षन्ती—अभिवर्षति इति—अभिवर्षन्ती=પૃથ્વીને ભીજવતી–પલાળતી. किंचित् उष्णः कोष्णः-तेन-कोष्णेन=કાંઇક ઉષ્ણ-પણાથી. कुण्डवत् उधः (આઉ) यस्याः सा—कुण्डोध्नी=કુંડ જેવા જેના મોટા આઉછે તેવી નન્દિની. अवभृथात्+अपि मेध्येन=યજ્ઞ પૂર્ણ કર્યા પછીના સ્નાનના કરતાં વધારે પવિત્ર ( દુધની ધારા ) વડે. प्रस्नवेन=क्षीराभिस्य-

न्दनेन=દુધની ધારથી–છાંટણુથી. वत्सस्य आलोकः वत्सालोकः तेन प्रवर्तते इति–वत्सालोकप्रवर्ती–तेन–वत्सालोकप्रवर्तिना (प्रस्नवेन)=વત્સ એટલે તેના વાછરૂને જોવાથી થતા પ્રેમને લીધે ઉભરાતા દુધની ધારથી.

**અર્થ**—વાછરૂને જોવાથી થતા પ્રેમને લીધે ઉભરાતા કાંઇક ઉષ્ણુ અને યજ્ઞમાં છેલ્લા સ્નાનના કરતાં પણુ વધારે પવિત્ર કરે એવા દુધની ધારથી તે મોટા આઉવાળી નન્દિની પૃથ્વીને ભીંજવતી હતી–છાંટતી હતી.

(84) At the sight of her young calf, the warm milk from the teats of her full udder flowed out in streams wetting the earth; that milk which had greater sanctifying effects than the **(अवभृथ)** ablutions at the end of a sacrificial ceremony.

**रजःकणैः खुरोद्धूतैः, स्पृशद्भिर्गात्रमन्तिकात् ।**
**तिर्थाभिषेकजां शुद्धिमादधाना महीक्षितः ॥ ८५ ॥**

**પદચ્છેદઃ**–रजसां कणाः–रजःकणाः तैः रजःकणैः–खुरैः उद्धूताः–खुरोद्धूताः तैः खुरोद्धूतैः–खुरोद्धूतैः रजःकणैः=પગની ખરીથી ઉડેલી ધુળના કણોથી. स्पृशन्ति इति स्पृशन्तः तैः स्पृशद्भिः=સ્પર્શ કરતા રજકણોથી गात्रं =ગાત્રને, શરીરને. अन्तिकात्=સમીપમાં, નજદીકમાં. तिर्थे अभिषेकः–तिर्थाभिषेकः=તિર્થમાં સ્નાન, तेन जाता–तिर्थाभिषेकजा–ताम्–तिर्थाभिषेकजाम् –तिर्थाभिषेकजाम् शुद्धिं=તિર્થમાં સ્નાન કરવાથી ઉત્પન્ન થએલી પવિત્રતાને. आधत्ते इति आदधाना=નાખ છે. આપતી હતી. महीम् क्षियते इति महीक्षित् तस्य महीक्षितः રાજાની.

**અર્થ**—તે ગાયની નજદીકમાં જતાં પગની ખરીથી ઉડાડેલી રજોથી ગાત્રને (શરીરને) સ્પર્શ થતાં તે રાજા તિર્થોમાં સ્નાનથી થતી શુદ્ધિ (પવિત્રતા) ને પામ્યો.

(85) The dust raised by her hoofs settled upon the person of the monarch and gave all the purification that he could otherwise obtain by bathing in sacred places of pilgrimage.

**तां पुण्यदर्शनां दृष्ट्वा, निमित्तज्ञस्तपोनिधिः ।**
**याज्यमाशंसितावन्ध्यप्रार्थनं पुनरब्रवीत् ॥ ८६ ॥**

**પદચ્છેદ:**–पुण्यं दर्शनं यस्याः सा पुण्यदर्शना–ताम्=જેનુ દર્શન પુણ્યરૂપ છે તે નન્દિનીને. दृष्ट्वा=જોઇને. निमित्तं जानाति–इति–निमित्तज्ञः –निमित्तज्ञः तपोनिधिः=નિમિત્તને જાણનાર તથા તપના ભંડારવાળા એવા વસિષ્ઠ. याजयितुम् योग्यः याज्यः तम्–याज्यम्=યજમાન એવા દિલીપને. आशंसितम्=ઇચ્છેલું, મનોરથ. अवन्ध्यम्=વાંઝીયું નહીં–એટલે ફળવાળું –એટલે સફળ. प्रार्थनं=પ્રાર્થના. आशंसिते अवन्ध्यं प्रार्थनम् यस्य सः–आशंसितावन्ध्यप्रार्थनः तम्–आशंसितावन्ध्यप्रार्थनम् याज्यं=જેના મનોરથને માટે થએલી પ્રાર્થના સફળ થઈ ગઈ છે એવા યજમાન પ્રત્યે. पुनः अब्रवीत् =ફરીથી ( ગુરૂ વસિષ્ઠ ) બોલ્યા.

**અર્થ**—જેનું દર્શન પુણ્યરૂપ છે એવી નન્દિની ગાયને જોઈને, નિમિત્તને જાણવાવાળા તથા તપના ભંડારવાળા ગુરૂ વસિષ્ટ, મનોરથને માટે થએલી પ્રાર્થના જેની સફળ થઇ છે એવા યજમાન ( દિલીપ ) પ્રત્યે ફરીવાર બોલ્યા.

(86) Guru Vasistha-skilled in reading the meanings of signs and omens and having seen the opportune arrival of that blessed cow, spoke again to his disciple, King Dilipa who always had speedy fulfilment of his desires.

**अदूरवर्तिनीं सिद्धिं, राजन्विगणयात्मनः ।**
**उपस्थितेयं कल्याणी नाम्नि कीर्तित एव यत् ॥ ८७ ॥**

**પદચ્છેદ:**–हे राजन् !=હે રાજા. आत्मनः=તમારી. अदूरे वर्तते इति –अदूरवर्तिनी–ताम्–अदूरवर्तिनीम्=સમીપમાં આવતી. सिद्धिं=ફળ. विगणय =જાણ. यत् ( બીજા પદમાં છેદત્રે છે તે )=કારણ કે. नाम्नि कीर्तिते एव =નામ લેતાંજ. अयं कल्याणी ( मंगलमुर्तिः )=કલ્યાણને આપવાવાળી આ ગાય उपस्थिता=સામે આવીને ઉભી રહી છે.

**અર્થ**—હે રાજા ! તારા કાર્યની સિદ્ધિ નજદીકમાં હોય એવું સમજજે અગર જાણજે; કારણ કે આપણે નન્દિની સબંધી વાતો કરતા હતા ત્યાંજ તે (અહીં આવીને) સામે ઉભી રહી.

(87) Oh king, remember that the fruition of your desire is at hand; because at the very mention of her name ( **सुरभि** ), this blessed cow has appeared before us.

**वन्यवृत्तिरिमां शश्वदात्मानुगमनेन गाम्।**
**विद्यामभ्यसनेनेव, प्रसादयितुमर्हसि ॥ ८८ ॥**

**પદચ્છેદ:**—वने भवं—वन्यं ( कन्दमूलादिकं ); वन्यं वृत्तिः (आहारः) यस्य सः—वन्यवृत्तिः=વનમાં થતાં કંદમૂળ વિગેરેના આહારથી રહેનાર દિલીપ. इमां गाम्=આ ગાયને. शश्वत्=હમેશાં. आत्मनः अनुगमनं—आत्मानुगमनं—तेन—आत्मानुगमनेन (अनुसरेण)=તેની પાછળ પાછળ પોતે ફરવાના કાર્યથી. प्रसादयितुम्—प्रसन्नां कर्तुम्=પ્રસન્ન કરવાને. अर्हसि=યોગ્ય છો. इव—यथा=જેમ. विद्याम्=વિદ્યાને अभ्यसनने=અભ્યાસથી.

**અર્થ**—અભ્યાસના બળથી જેમ કોઇ પુરૂષ વિદ્યાને પ્રસન્ન કરવાને યોગ્ય થાય છે; એ પ્રમાણે હે રાજા દિલીપ ! તું પણ ફળના આહાર ઉપર રહીને તથા આ ગાયની પાછળ પાછળ સદા ફરીને તેને પ્રસન્ન કરવાને યોગ્ય છો.

(88) As one pleases the goddess of learning (or acquires learning) by constant application and self-denial; so you deserve to please or propitiate this cow by following her subsisting only upon the vegetable products of the forest.

**प्रस्थितायां प्रतिष्ठेथाः, स्थितायां स्थितिमाचरेः ।**
**निषण्णायां निषीदास्यां, पीताम्भसि पिबेरपः ॥ ८९ ॥**

**પદચ્છેદ:**—બીજા પદમાં अस्यां=नन्दिन्यां=આ નંદિનીના. प्रस्थितायां=ચાલવાની ક્રીયામાં એટલે ચાલે ત્યારે. प्रतिष्ठेथाः=તુ ચાલજે. स्थितायाम्—निवृत्तगतिकायां=ઉભી રહે ત્યારે. स्थितिम् आचरेः=ઉભો રહેજે, સ્થિર થઇ જજે. निषण्णायां=उपविष्टायाम्=તે ગાય બેસી જાય ત્યારે. निषीद=उपविश=બેસી જજે. पीतं अम्भः यया सा—पीताम्भाः—तस्याम्—पीताम्भसि=તે ગાય જળ પીએ ત્યારે अपः पिबेः=તું જળ પીજે.

**અર્થ**—હે દિલીપ ! આ ગાય જ્યારે ચાલવાની ક્રિયા કરે ત્યારે તું ચાલજે, જ્યારે ઉભી રહે ત્યારે તું ઉભો રહેજે, જ્યારે બેસી જાય ત્યારે તું બેસી જજે, અને જ્યારે જળ પીએ ત્યારે તું જળ પીજે.

(89) Oh, Dilipa! you are to move when she (the cow) moves, to stand when she stands to sit down when she sits down and to drink water when she has done so.

**वधूर्भक्तिमती चैनामर्चितामातपोवनात् ।**
**प्रयता प्रातरन्वेतु, सायं प्रत्युद्व्रजेदपि ॥ ९० ॥**

**પદચ્છેદ:**-भक्तिः अस्ति यस्याः सा-भक्तिमती. ભકતીવાળી. प्रयता=પ્રયત્નવાળી, ઉત્સાહવાળી. च भक्तिमती प्रयता वधूः=અને ભકિતવાળી તથા ઉત્સાહવાળી આ તારી રાણી. एनाम् अर्चिताम्=આ (પ્રાતઃકાળમાં ) પુજાએલી ગાયની. प्रातः પ્રાતઃકાળમાં अन्वेतु=अनुगच्छतु=પાછળ પાછળ જાય. तपसः वनम् तपोवनम्-तपोवनात् आ इति-आतपोवनम् -तस्मात्-आतपोवनात्=તપોવનની હદ સુધી. सायं अपि= સાંજે પણ. प्रत्युद्व्रजेत् ( प्रति+उत्+व्रज् )=प्रत्युद्गच्छेत=સામે જાય.

અર્થ—હે રાજા દિલીપ ! અને ભક્તિવાળી તથા ઉત્સાહવાળી આ તારી રાણી, પુજાએલી આ ગાયની પાછળ પાછળ, સવારમાં તપોવનની હદ સૂધી તારી સાથે આવે; અને સાંજે જ્યારે ( તું અને ગાય પાછા આવો ત્યારે ) તારી રાણી તમારી સામે આવે.

(90) And this your sincere and obedient wife should also follow this adored cow, in the morning upto the border of the grounds of this hermitage and should also go to receive her upto that place when she returns home in the evening.

**इत्याप्रसादादस्यास्त्वं, परिचर्यापरो भव ।**
**अविघ्नमस्तु ते स्थेयाः, पितेव धुरि पुत्रिणाम् ॥ ९१ ॥**

**પદચ્છેદ:**-इति=તે માટે. प्रसादात् आ-इति-आ प्रसादं-तस्मात् -आप्रसादात्=તે ગાય પ્રસન્ન થાય ત્યાં સુધી. अस्याम्=આ ગાયમાં. त्वं=તું. परिचर्यायाम् परः=સેવામાં તત્પર. भव=થા. ते=तव =તારૂં. विघ्नस्य अभावः-अविघ्नम्=કલ્યાણ. अस्तु=થાઓ. प्रशस्ताः पुत्राः सन्ति एषाम् इति पुत्रिणः तेषाम्-पुत्रिणाम्. पुत्रिणाम् धुरि=સપુતોના પિતાઓને મોખરે, સપુતના પિતાઓમાં મુખ્ય. पिता इव=પિતા જેવો. स्थेयाः =तिष्ठेः થા.

અર્થ—તે માટે હે રાજા ! તે ગાય પ્રસન્ન થાય ત્યાં સૂધી તેની શેવા માટે તું તત્પર થા. (તેથી) તારૂં એવું કલ્યાણ થશે કે સત્પુત્રોના પિતાઓમાં તું મુખ્ય પિતા જેવો થઈશ.

(91) Therefore, oh King be prepared to attend upon her till she is propitiated. May your desires be crowned with success and may you stand first, in the front of fathers--who are fortunate with having praiseworthy sons.

तथेति प्रतिजग्राह, प्रीतिमान्सपरिग्रहः ।
आदेशं देशकालज्ञः, शिष्यः शासितुरानतः ॥ ९२ ॥

**પદચ્છેદ:**–तथा+इति=तथेति=તે પ્રકારે. ( प्रीतिमान्, सपरिग्रहः, देशकालज्ञः, शिष्यः અને आनतः એ તમામ દિલીપના વિશેશણો છે ). प्रतिजग्राह=स्वीचकार=ગ્રહણ કરતો હતો. प्रीतिमान्=પ્રીતિવાળો. परिग्रहेण सहितः सपरिग्रहः=રાણી સહિત દિલીપ રાજા.देशश्चकालश्च–देशकालौ–देशकालौ जानाति इति देशकालज्ञः=દેશકાળને સમજનાર. शिष्यः=શેવક. आनतः=નમ્ર અથવા વિવેકી. शासितुः=गुरोः=ગુરૂની. आदेशं=आज्ञां=આજ્ઞાને.

અર્થ—પ્રીતિવાળો તથા રાણી સહિત જે હતો તે તથા દેશકાળને સમજનાર નમ્ર તથા સેવા ધર્મને સમજનાર શિષ્ય એવા દિલીપ રાજાએ, આ પ્રમાણે, ગુરૂની આજ્ઞાનો અંગીકાર કર્યો–સ્વીકારી.

(92) King Dilipa, with his wife knowing the time and the place, at once received the instructions of this worthy precetpor as a loving and obedient pupil.

अथ प्रदोशे दोषज्ञः, संवेषाय विशांपतिम् ।
सूनूः सूनृतवाक्स्रष्टुर्विससर्जोदितश्रियम् ॥ ९३ ॥

**પદચ્છેદ:**–अथ=પછી. प्रदोशे=रात्रौ=રાત્રીમાં, રાત પડેલી હોવાથી. दोषं जानाति इति दोषज्ञः=विद्वान्=સમજુ, ભણેલા. स्रजति इति स्रष्टा–तस्य–स्रष्टुः–स्रष्टुः सूनुः=બ્રહ્માના પુત્ર. सुनृता वाक् यस्य सः–सुनृतवाक्=જેની સારી અગર પ્રિય અગર સત્યવાણી છે એવા. संवेषाय=निद्रायै=શયન કરવા માટે. ( विष्=માણસ ) विशांपतिं=मनुजेश्वरं=માણસોના પતિને એટલે રાજાને. उदिता श्रीः यस्य सः–उदितश्रीः–तम्–उदि-

**तच्छ्रियम्=જેની પાસે ઘણી લક્ષ્મી છે એવા દીલીપને. विससर्ज=आज्ञापयामास=આજ્ઞા આપી.**

**અર્થ**—પછી રાત પડેલી હોવાથી, વિદ્વાન તથા પ્રિયવાણી બોલનાર એવા બ્રહ્માના પુત્ર વસિષ્ઠ તે મનુષ્યોના પતિ તથા જેની પાસે ઘણી લક્ષ્મી છે એવા દિલીપને શયનને માટે આજ્ઞા કરી.

(93) Then Vasishtha,—the learned son of the Creator, truthful and agreeable in words ordered, the King Dilipa, the lord of men and wealth, to go to bed.

**सत्यामपि तपःसिद्धौ, नियमापेक्षया मुनिः ।**
**कल्पविकल्पयामास, वन्यामेवास्य संविधाम् ॥ ९४ ॥**

**પદચ્છેદ:-सत्याम्+अपि=સતિ સપ્તમી-વિદ્યમાન હતું તોપણ. तपसः सिद्धिः-तपःसिद्धिः-तस्याम्-तपःसिद्धौ=તપની સિદ્ધિમાં. नियमस्य अपेक्षा-नियमापेक्षा-तया-नियमापेक्षया=નિયમની જરૂર હોવાને લીધે. मुनिः=ગુરૂ વસિષ્ઠ. कल्पं जानाति इति कल्पविद्=व्रतप्रयोगाभिज्ञः=વ્રતના પ્રયોગને અગર વ્રતની વિધિને જાણનાર ( મુનિ ). कल्पयामास=संपादयामास=મેળવવા લાગ્યા-વિચાર કરવા લાગ્યા-ગોઠવણ કરવા લાગ્યા. वने साधुः અથવા वने भवा इति वन्या-ताम्-वन्याम्=વનને માટે યોગ્ય-ઉપયોગી. ( આ શબ્દ संविधाम् શબ્દનું વિશેશણ છે ). एव=જ. अस्य =આ દિલીપની. संविधाम्=कुशादिशयनसामग्रीम्=કુશ વિગેરે પથારીની સામગ્રી.**

**અર્થ**—તપની સિદ્ધિથી ધારે તેમ કરી શકે એવા ગુરૂ વસિષ્ઠ હતા તોપણ વ્રતના પ્રયોગને જાણવાવાળા તે મુનીએ વ્રતના નિયમની અપેક્ષાને ( જરીઆતને ) માટે તે રાજા માટે વનને યોગ્ય શયનની સામગ્રી માટે વ્યવસ્થા કરી.

(94) Guru Vasishtha by reason of his proficiency in holy asceticism had the power to provide comforts worthy of his royal guests, yet looking to the necessity of their exercising abstinence as preparatory to the life they were about to lead, arranged for them, such food and such bedding as suited a forest life.

निर्दिष्टां कुलपतिना स पर्णशाला-
मध्यास्य प्रयतपरिग्रहद्वितीयः ।
तच्छिष्याध्ययननिवेदितावसानां
संविष्टः कुशशयने निशां निनाय ॥ ९५ ॥

પદચ્છેદ:-निर्दिष्टां पर्णशालाम्=બતાવેલી પર્ણશાળાને. कुलस्य पतिः-कुलपतिः-तेन कुलपतिना=मुनिकुलेश्वरेण=મુનીઓના કુટુંબમાં મોટેરા એવા વસિષ્ઠથી. सः=તે દિલીપ રાજા प्रयतपरिग्रहद्वितीयः તથા संविष्ट એ બેઉ શબ્દો सः ( દિલીપ ) ના વિશેશણ છે. अध्यास्य=अधिष्ठाय= ( પર્ણશાળામાં ) જઇને, તેનો આશરો લઇને. प्रयतः परिग्रहः द्वितीयः यस्य सः-प्रयतपरिग्रहद्वितीयः=શેવામાં માત્ર બીજા માણસ તરીકે એક સ્ત્રીજ છે એવો દિલીપ. तत्=तस्य=वसिष्ठस्य. तच्छिष्याः=तस्य शिष्याः-तेषाम् अध्ययनेन निवेदितं अवसानं यस्याः सा-तच्छिष्याध्ययननिवेदिताव-साना-ताम्-तच्छिष्याध्ययननिवेदितावसानां=તેના એટલે-ગુરૂ વસિષ્ઠના શિષ્યોના અધ્યયન-અભ્યાસથી ( જે રાત્રીનો ) છેડો અથવા પ્રાતઃકાળ જણાયો છે તે निशां=રાત્રીને संविष्टः=सुप्तः=સુતેલો દિલીપ. कुशैः परिक-ल्पितं शयनं=कुशशयनं-तस्मिन्-कुशशयने=કુશાથી ગુંથાએલી પથારીમાં અથવા દાભની પથારીમાં निनाय=गमयामास=પસાર કરી.

**અર્થ**—વસિષ્ઠ ગુરૂએ બતાવેલી પર્ણશાળામાં જઇને જેની શેવા માટે એક બીજા માણસ તરીકે માત્ર પોતાની રાણીજ હતી, એવા ( દિલીપે )-તથા જે દાભની પથારીમાં સુતો હતો એવા દિલીપે, રાત્રી કે જેનો પ્રાતઃકાળ ગુરૂ વસિષ્ઠના શિષ્યોના અભ્યાસના અવાજથી જણાયો હતો તેવી રાત્રી પસાર કરી.

(95) In a cottage made of leaves, pointed out to him by Vasishtha, the high priest, King Dilipa with his wife as his companion lying on a carpet made of kusha grass, passed the night, the elose of which was indicated by the disciples of muni's reading Vedas (early in the morning.)

**समाप्तम्.**

# બે બોલ.

ગ્રન્થ લખવામાં તથા તેનાં પ્રુફ વિગેરે તપાસ કરવામાં બનતી સંભાળ તો રાખી છે તો પણ ભૂલ હોય તો સજ્જન પુરૂષો જેમ નદીના વાંકા ચુંકા કાંઠા સામું નહીં જોતાં જળ સામેજ નજર રાખે છે તેમ કૃપા કરી સુધારીને વાંચશોજી. બ્હોળા જ્ઞાનવાળા વિદ્વાનો પણ પોતાની શક્તિનો વિચાર નહીં કરતાં અત્યારના જમાનાનો ફેરફાર, બાળકોની યાદશક્તિનું પ્રમાણ વિગેરેનો વિચાર કરીને બાળકોને આ પુસ્તકનો લાભ આપશે એવી વિનંતી છે.

તંત્રી મોક્ષપત્રિકા.

## મોક્ષમંદીરમાંથી પ્રગટ થતાં પુસ્તકો.

| | |
|---|---|
| **મોક્ષપત્રિકા**—માસીક-શ્રીમદ્‌ભાગવત્ ઉપર મોક્ષમંદીરમાં થતાં અસહકારક વ્યાખ્યાનો-દર વરસે લવાજમ ( આ માસીક સંવત ૧૯૭૬ ના માઘથી પ્રગટ થાય છે. ગઇ બે સાલના તમામ અંકોના પાકાં પુંઠાથી બાંધેલા પુસ્તકો તૈયાર છે દરેકની કિંમત માત્ર રૂ. ૨-૨-૦. ) | ૨-૦-૦ |
| **મોક્ષવાણી**—તુલસીકૃત રામાયણમાંથી ચુંટી કાઢેલા ઉત્તમ પ્રસંગો-ગુજરાતી મોટા ટાઇપમાં તથા ગુજરાતી ટીકા સહીત ત્રેવીસ ફર્માના પુસ્તકના. | ૦-[illegible]-૦ |
| **મોક્ષમણી**—પ્રથમ ભાગ-શ્રી શંકરાચાર્યની ચર્પટ પંજરીકા (બીજો ભાગ ખલાસ.) | ૦-૧-૩ |
| **મોક્ષમણી**—ત્રીજો ભાગ-શ્રી શંકરાચાર્યનો તત્વબોધ. | ૦-૩-૦ |
| **મોક્ષમણી**—ચોથો ભાગ-શ્રી શંકરાચાર્યનો આત્મબોધ. | ૦-૩-૬ |
| **મોક્ષમણી**—પાંચમો ભાગ-શ્રી તુલસીદાસજીની મણીરત્નમાળા. | ૦-૨-૦ |
| પાંચે ભાગ સાથે બાંધેલા તેના. | ૦-૯-૬ |
| ચાર ભાગ સાથે બાંધેલા તેના. | ૦-૮-૩ |
| ( મોક્ષમણીઓ માટે દરેક ભાગના પોસ્ટેજ માટે અરધા આનાની ટીકીટ મોકલવી. ) | |
| **રઘુવંશ**—પ્રથમ સર્ગ. | ૦-૭-૦ |
| **રઘુવંશ**—બીજો સર્ગ. | ૦-૫-૬ |
| બેઉ સાથે. | ૦-૧૨-૦ |

( વિદ્યાર્થી માટે દરેક સર્ગે બે આના ઓછા. )

**નોંધ**—થોડું ભણેલા સ્ત્રી પુરૂષોને જ્ઞાન મેળવવા માટે આ સુંદર સાધન છે. મંગાવો અને અનુભવ કરો. કીંમત જુજ છે.

આ પુસ્તકના પૃષ્ઠ ૧૭ થી ૬૫ સુધી ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટિંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યો. અને બાકીનો ભાગ પીરમસા રોડ ઉપર આવેલા ધી નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં લલ્લુભાઇ ઇશ્વરભાઈ ત્રિવેદીએ છાપ્યો. અમદાવાદ.